# THE RÁO GUṆODYÁNA,

OR

## A GARDEN OF THE GOOD QUALITIES

POSSESSED BY

## The Raos of Kachh.

COMPOSED FOR THE RAO NOW REIGNING,

BY

CHATURBHUJ SHIVAJI MEHTA,

HEAD MASTER, ANGLO-VERNACULAR SCHOOL, MANDAVI;
AUTHOR OF "KACHH VRITA'NTA."



Bombay:
PRINTED AT THE ORIENTAL PRINTING PRESS.

1879.

# राओ गुणोद्यान.

(ખાસ વિરાજમાન મહારાઓશ્રીને ભેટ કરવા.)

રચનાર

## મેહતા ચતુર્ભુજ શિવજી

કચ્છમાંડવીની અંગ્રેજી સ્કૂલનો માસ્તર,

કચ્છ વૃત્તાંતનો બનાવનાર.

મુંબઈ:

ઓરિએન્ટલ છાપખાનામાં છપાવી પ્રગટ કર્યો.

સન ૧૮૭૯. સંવત ૧૯૩૫.

Rhetoric and poetry, by plainly pointing virtue and goodness, render them as it were conspicuous: for, as they cannot be seen by the corporeal eye, the next degree is to have them set before us as lovely as possible, by the ornaments of words and the strength of the imagination.—LORD BACON.

## દોહરા.

અલંકાર ને કાવ્ય એ, સદ્ગુણ નેકી ચિત્ર;
સ્પષ્ટપણે જે ચીતરે, તાદૃશ દર્શો મિત્ર. ૧
ખુલ્લી નજરે નહિં ચડે, એવાં છે એ રૂપ;
માટે મનમાં બેસવા, સુંદર કરો સ્વરૂપ. ૨
તે સુંદરતા લાવવા, જરૂર છે બે વાત,
શબ્દાલંકાર એકને, તર્ક શક્તિ તાકાત. ૩

## મહારાજા ધિરાજ મિરજા મહારાઓશ્રી ૭ ખેંગારજી બહાદૂરના હજુરમાં.

---

મેં આપ નામવર સાહેબને આપના સુશીલ શિક્ષાગુરૂ છોટા-લાલની મારફત બોધાષ્ટક નામે આઠ હરિગિત છંદ સંવત ૧૯૩૪ ની સાલે આંહીં અર્પણ કર્યા હતા. પરંતુ અર્પણ કરનાર સેવક છેટ હોવાથી તે ગુણોરૂપી સુગંધી સુમનો ક્યાં ઝાડમાં ઉગ્યાં, તે કેવાં છે, તેથી શો લાભ છે, ઇત્યાદી સંદેહ નિવારણ થાવા તેનું સંક્ષિપ્ત વર્ણન કરી, આ પોથીરૂપી નાહાનો બગીચો ભેટ કરૂં છું, તે આપ સાહેબ સ્વીકૃત કરશો.

હું છું નામવર સાહેબ,

આપનો એક રાજ્યનૈષ્ઠિક દાસ,

**ચતુર્ભુજ શિવજી.**

# ઉપોદ્‌ઘાત.

રાઓ એ ઉપમા શ્રીકચ્છના રાજાઓનાં વિશેષ નામ છે. અને તેજ રાજાઓના ગુણનું સંક્ષેપે નિરૂપણ આમાં હોવાથી આ પોથીનું નામ "રાઓ+ગુણ+ઉદ્યાન" એટલે રાઓશ્રીના ગુણોરૂપી ફૂલોનું ઉદ્યાન (એક નાહાની ફૂલવાડી) એવું સૂચવ્યુંછે.

ગુણ એ શબ્દ ઘણીવાર સદ્ગુણની જગોએ વપરાય છે. આ માણસ ગુણવાન, એટલે તે સદ્ગુણી છે એમ સમજાય છે. માટે રાઓના ગુણો એટલે સારા ગુણોજ મેં વર્ણવ્યા છે. દરેક સદ્ગુણને તેનો પ્રતિપક્ષી દુર્ગુણ હોય છે, વાસ્તે એક સદ્ગુણની ખૂબીઓ બતાવતાં સ્વાભાવિક રીતે તેના વિરૂદ્ધ દુર્ગુણની ખરાબીઓ સમજાયછે. આ વાત ખરી છે કે દુર્ગુણથી થતી હાનીઓ દર્શાવતાં સદ્ગુણ ઉપર મોહ વધે છે, માટે જ્યાં જ્યાં યોગ્ય જણાયું છે, ત્યાં ત્યાં દુર્ગુણને નિંદ્યો છે. મારો મુખ્ય હેતુ એ છે કે જો ચૈતન્યમય સત્ય વસ્તુ જોશું તો તે એકજ સચ્ચિદાનંદ પ્રભુ છે. તેનાથી કોઇ અકળ કારણથી આપણે જૂદા પડ્યા છીએ, એટલે આપણી આનંદવૃત્તિ તો ખંડિત થઇ. તેને આ અલ્પકાલિક વિયોગમાં જાળવી રાખવા સદાચરણજ એક સાધન છે. પરમાનંદ પરમાત્માથી વિખુટા પડેલા આત્માની આનંદવૃત્તિ અપૂર્ણ તો થઈ છે તે વળી ઘટાડવી હોય તો દુરાચરણ કરવું. પણ હું માનું છું કે, જે પુરૂષના મનમાં સદ્‌બુધ્ધિનો અંશ હશે તે એવું નીચું જોવરાવનારૂં તથા ઉતારનારૂં પગલું કદી નહીં ભરે. તે દુષ્ટની દુરથીજ સલામ કરશે. (પાનું ૪૨ જુઓ) વિવેકી પુરૂષો બીજાનું દુર્ભાગ્ય જોઇ પોતે ચેતી ચાલે છે. જે દુરિત કર્મો છે તે અજમાવી જોતા નથી. અને જ્યારે દુરાચાર લેવોજ નથી ત્યારે તેને વિષે ઘણું બોલવું વ્યર્થ છે. કારણ એક ચાલતી કેહેવત છે કે "જે ગામ ન જવું તેની શીમ પણ શું કરવા પુછવી!"

આ પુસ્તક મેં મારા ગુણગ્રાહી યુવરાજની સેવા બજાવવા રચ્યું છે એ નિઃસંદેહ છે. તેવું છતાં તે દરેક પ્રજા અને બંધુજનને નિરૂપયોગી થવાનું નથી. તે તેને પણ તેટલુંજ લાભકારી થશે. રાજા એ જીવ, કારભારી મંડળ તથા સૈન્ય તે તેનું અંગ, દેશ તે તેનું ઘર, અને તેની અંદર રહેનારાં તેનાં બચાં છે. એમ રાજા જેમ તેના દેશનો, તેમ દરેક પુરૂષ પોતાના સ્વાભાવિક તથા સંસારિક ઘરનો માલિક છે. માટે રાજા સદ્ગુણો ધરાવી પોતાની, તથા દેશની, તેમજ દરેક ખાંનગી માણસ તેજ ગુણોથી પોતાની, અને ઘરની સ્થિતિ ઉત્તમ પ્રકારે સુધારી બેઉ પોતાના જીવતરનું સાર્થક કરે છે. સદાચારથી જેટલું હિત, તેટલું દુરાચારથી અનહિત થાય છે, એ વાત અનુભવસિધ્ધ છે. પછી તેના આચરનારને તેના સંબંધમાં મોડો નિશ્ચય થાય તો શું થયું?

આ પોથીની વિષય રચના વિષે મારે કાંઇક બોલવું પ્રાપ્ત છે.–

૧. દરેક ગુણનું ટૂંકામાં વર્ણન કરી, તે ગુણ રાઓમાં હતા તે દર્શાવવા તેમનાં પરાક્રમોનાં છેડે દૃષ્ટાંતો આપ્યાં છે. અલબત ગાંઠનાં અદ્ભુત દૃષ્ટાંતો આપવાથી વધારે રંગીની મળે, પણ મારો હેતુ બિલકુલ તેવો ન હોવાથી જે વાતો ગ્રંથમાં પ્રસિધ્ધ થઇઓ છે, જેવા કે અંગ્રેજીમાં "ઈન્ફર્મેશન કનેક્ટેડ વિથ્ ધ પ્રૉવિન્સ ઑવ કચ્છ," મારો રચેલો "કચ્છ વૃત્તાંત," કે દવે આત્મારામકૃત ઇતિહાસમાંથી, અને જેપર પૂરો વિશ્વાસ અપાય એવાં સાંભળ્યાં છે તેજ માત્ર દાખલ કર્યાં છે.

૨. નીતિનાં પુસ્તકો વાંચવાનો મને નાહાનપણથી બહુ શોખ છે. માટે તેમના વિચારો સાથે મારો પોતાનો અનુભવ જોડી, ગુણ નિરૂપણ ટૂંકામાં કીધું છે. તેવું છતાં તે વિચારમાં સમ્મત થાવા જે પુરૂષોના શબ્દો લીધા છે, તેનાં નામ તે ઠેકાણે બતાવ્યાંછે.

૩. ગુણ નિરૂપણને છેડે રાઓશ્રીનાં કાર્યોનાં દૃષ્ટાંત માત્ર સંક્ષેપે, સાલ જણાવ્યાવગર આપેલાં છે.

૪. આમાંની ગુજરાતી ભાષામાં રચેલી સર્વે કવિતા મારી પોતાની છે.

૫. અંગ્રેજીનો તરજુમો મેં શબ્દેશબ્દનો કર્યો નથી. તોપણ અસલ સાથે બરાબર મળતો, ગુજરાતીમાં બેસતો સામટો તરજુમો કર્યો છે.

છેલ્લે, મારે એટલું કેહેવું જોઇએ કે સંપૂર્ણતા તો માત્ર એક પરમાત્મામાં રહી છે. અને માણસ તો પગલે પગલે ભૂલે છે. માટે જ્યાં અપૂર્ણતા જોવામાં આવે ત્યાં સુજ્ઞ પુરૂષે દરગુજર કરવું.

To err is human, to forgive is devine.

અર્થ—ભૂલવું એ માણસનો, તથા ક્ષમા કરવી એ ઇશ્વરનો ગુણછે.

આ પાનાં છપાવવા મને દરબારશ્રી તરફથી રૂપીઆ ૨૦૦ બસોનો, અને આવાં શુભ કામમાં ઉત્તેજન દેનાર ઠકર ગોવિંદજી ધરમસી જેવા બીજા મિત્રોએ અમુક નકલો ખરીદી (ટીપ પાછળ આપી છે) મને આશ્રય આપ્યો છે, એ તેમનો મારાપર મોટો ઉપકાર છે.

ચતુર્ભુજ શીવજી.

કચ્છ માંડવી, તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૮૭૯.

# અનુક્રમણિકા.

પૃષ્ટ.

વિષય.





# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૮ | એવું | એક |
| ૩૧ | ૨૦ | ચુકતો | ચુકતું |
| ૩૪ | ૯ | વસાવ્યો | વસાવ્યાં |
| ૩૬ | ૭ | નરને | નિરને |
| ૩૬ | ૧૧ | નૈવધ | નૈવધ |
| ૩૮ | ૧ | આપ્યો છે | આપ્યાં છે |
| ૩૮ | ૨૩ | કૂર | કુર |
| ૩૮ | ૨૬ | ફૂલે | ફુલો |
| ૪૬ | ૧૩ | આપ્યો છે | આપ્યાં છે |
| ૬૪ | ૧૩ | તેઓનો | તેઓનાં |
| ૭૦ | ૩ | Classifical | Classical |
| ૮૯ | ૯ | કેદી | કેફી |
| ૯૭ | ૧૨ | એકઠો | એકઠું |
| ૧૦૫ | ૧ | સ્વા | રચા |
| ૧૨૧ | ૧૧ | સુધાર્યા | સુધર્યા |
| ૧૩૫ | ૨૮ | રાવજી | રામજી |

# विराजमान महाराओ श्रीने तेमना वय वर्ष ११ ने वखते नजर करेली कविता.

दोहरो.

प्रेम प्रफुल्लित पुष्प हुं, आपुं छुं जे आज;
सारासूत उतारजो, मनमध्ये महाराज. १

हरिगीतछंद.

परलोक पाम्या प्राग पुरा, प्रेमसागर भूपती,
जन राजना रैयत उचारे, हाय थाशे शी गती;
रहि अंजळीमां आश, नाखी जुए सर्वे प्यारथी,
सिधु थवाना चिन्ह पण, हुं जोउं छुं ते वारथी. १
ए अंजळी ते आप, आखी प्रजाना आधार छो,
पूरण प्रतापी प्रागना, एवा तमे आकार छो;
वडवृक्षनी पेरे वधारी, छत्र छाया आपजो,
ए आश्रितोनी आश पूरी, कष्ट तेना कापजो. २
पण पार पडवा ते मनोरथ, गुण गणीत जरूर छे,
लेवा जयाना ते नथी, निज कुळविषे ते पूर छे;
प्रताप धरजो नामनो, जे शत्रु सघळा थरथरे,
अंतीक करजो शूर एवा, काम आवे जे मरे. ३
भंडार भरवा नजर, देशळ प्रथम बीजानी धरो,
शुभ काम मोटां ने, जरूरी मांज तेने वापरो;

हुन्नरस्थकी आबाद भूमी, ते कदी नहिं वीसरो,
तेने सुधारी ने वधारी, नकल लखपतनी करो. ४
गंभीरता ने सभ्यता, शान्ति शियळ ए भूपमां,
भूषण घहो ते पूर्णताथी, रह्यां तीरथ रूपमां,
अवस्य गुण संपन हता, कुल पूर्वजो जे आपना,
प्राधान्य गुण मैं प्रकट कीधा, थया राओ प्रतापना. ५
आ समयने अनुसार अगणित, रीत बीजी जाणवा,
सदगुरू साधन एक, शब्दो कहे तेज प्रमाणवा;
वळि न्यायरीती लोकप्रीती, तथा स्थीर्ता क्यासवा,
एजंट साहेब अन्य मेम्बर, प्रर्ता प्रश्न प्रकाशवा. ६
विद्या कळाथी वास्तविक, चढती कळा छे राजनी,
ते प्राप्त थावा आपशो, वेळा अधिक महाराजनी;
अवकाशने पण समय वाचो, ग्रंथमां नीती वदी,
मति अल्पनी अज्ञानि संगे, वात करवी नहिं कदी. ७
छो कल्पतरू, तो लाभ काजे, कैक रूपो आपशे,
अति तिव्र करशो तर्कशक्ति, तोज तेने मापशे;
आ उमरमां निरखी कहुं, दानाई तो तहकीक छे,
इनसाफ आसन इंद्र बेसी, आपवो नजदीक छे. ८

## दोहरो.

आ मोती अर्पण कर्यां, राजहंसनी पास;
चतुरगृही पाचन करी, करो कृतारथ दास. १

# વિવેચન પ્રારંભ.

## દોહરો.

प्रेम प्रफुल्लित पुष्प हूं, आपुंछुं जे आज,
सारामृत ऊतारजो, मनमध्ये महाराज. १

## સાર.

પ્રેમથી ખીલેલાં ફૂલો આપ સાહેબને હું અર્પાણુ કરૂંછું તેમાં સારરૂપી અમૃત રહ્યું છે તે હુજૂર શ્રી લક્ષમાં લેશો.

## વિવેચન.

प्रेम प्रफुल्लित पुष्प—આ કવિતા નજર કરનારનો ધંધો વિદ્યાગુરૂનો છે. એટલે છોકરાઓના અંતઃકરણ ને મગજ જે ઉજડ વેરાન છે તેમાં વિચારરૂપી ખાતર, નીતિનું નિર્મળ નીર પૂરી, સુંદર વિદ્યાના મૂળતત્વના લીલા રોપા રોપી, તેને કલમ કરી, સદ્ગુણના પુષ્પોથી ખીલતો બાગ કરવાનું છે. એટલે તે એક માળીના જેવો ધંધો છે માટે દસ્તુરમુજબ દરેક શખ્સે પોતાના વડીલની સલામ કરતી વખતે પોતાપાસે જે ઉમદા વસ્તુ હોય તે ભેટ લઇ જાવી જોઇએ. ત્યારે હું મારા ધંધાપ્રમાણે પ્યારથી ખીલેલાં બોધરૂપી ફૂલો આપને આપુંછું.

सारामृत—આ કવિતાનો એક પણ શબ્દ વગર કારણે વાપર્યો નથી એવું બતાવવાનેજ શબ્દોનો અર્થ લાંબેથી બતાવ્યો છે; માટે આમાંનું કાંઇ નિરૂપયોગી નથી, પરંતુ એક ફૂલ જેમ રૂપાળું, સુગંધી, સુકુમાર, મધથી ભરેલું હોય છે, તથાપિ તેમાંથી ભમરાને મધની ગરજ હોવાથી માત્ર તે લઇ લેછે તેમ આપે સાર ગ્રહણ કરવો.

વરજિલ એક રોમન કવિ કહે છે કે,

"Seize upon truth, where'er 't is found,
Amongst your friends, amongst your foes;

On Christian or on heathen ground;
The flower 's divine, where'er it grows,
Neglect the prickles and assume the rose;"

## દોહરા.

સત્ય સદા તું શોધિને, કરજે તારે હાથ;
મધુર શેરડી રસ ગ્રહી, વર્જ શેષ જે સાથ. ૧
ભલે રહ્યું તે મિત્રમાં, કે શત્રૂની પાસ;
વેદવચન કે જૈનમાં, શુદ્ધ વાત કર ક્યાસ. ૨
બાઇબિલ કે કોરાનમાં, નિર્મળ નીતિ હોય;
કંટક કોરે મૂકિને, ગુલાબ લેવું કોય. ૩

## हरिगितछंद.

परलोक पाम्या प्रागपूरा, प्रेम सागर भूपती,
जन राजना रैयत उचारे, हाय थाशे शी गति;
रहि अंजलीमां आश बांधी, जुए सर्वे प्यारथी,
सिंधू थवानां चिन्ह पण हुं, जोउंछुं ते वारथी. १

## સાર.

કૈલાસવાસી મહારાઓ શ્રીપ્રાગમલ્લજી સંપૂર્ણ પ્રીતના મહાસાગર હતા. તે સાગર સૂકાયો એટલે દેવલોક પામ્યા ત્યારે સર્વે દરબારી નોકરો તથા પ્રજાને મનમાં હાય થઇ ગઇ કે અફ્સોસ! હવે અમો એ સાગરમાં રહેનારાઓના શા હાલ થશે. પણ એક અંજલી જે આપ, નાની વયમાં તખ્તપર બિરાજ્યા તેમાં સર્વે આતુરતાથી આશા બાંધી બેડા કે હજૂ ચિંતા નથી; અને તેમ ખરેખર થાશે, કેમકે આપની મુર્તિ, તેજ, મતિ વગેરાંથી આપ મહાસાગર થશો એવી નિશાનીઓ હું ત્યારથી જોઉંછું.

## વિવેચન.

परलोक पाम्या प्राग पूरा प्रेमसागर भूपती—તે તેવાજ પ્રેમથી ભરપૂર હતા. તેની સાબીતીમાં તેમના દેહત્યાગને દિવસે જે

શોક થયો છે, તે વિષેની મારી રચેલી કવિતા આંહીં ટાંકું છું. ગુણો તથા કામોનું વિવરણ પાછળ આવશે.

## દેહત્યાગ તિથીવિષે.

### દોહરો.

ઉરના ઉંધા ધર્મ બહુ, વાધું કરે વિશેષ;
રટણ મૂંક તું પ્રાગનું, ઉલટ વધે આવેષ. ૧

### લલિતછંદ.

અરૂણ કચ્છના, પ્રાગ ભૂપતી, ચમક શી કહૂં અલ્પ હું મતી;
દરશને જનો આવતા બહૂ, નિરખી નહિં શકે તેજમાં સહૂ. ૧
સજન દિલ્હિનો એક આવિયો, નજર મૂકવા વસ્તુ લાવીયો;
કથન મેં સુણ્યાં બોલું આ તકે, "શિરશાહા રહે તખ્ત બેઠકે." ૨
કર ધરે કદી મુર્તિ ફાંકડી, અકડ કાતરા મૂછ વાંકડી;
વદન વાઘનું માલિકા ગળે, નિરખિ દુષ્ટનાં ગાત્ર તો ગળે. ૩
અરર એ ધણી અસ્ત ક્યાં થયો, સુખસમુદ્ર ક્યાં સૂકિને ગયો;
વનથિ ક્યાં ગયો કચ્છ કેશરી, ભરજુવાનિમાં શું કર્યું હરી. ૪
બત્રિશો બુરો પોષ પાંચમે, શુકલપક્ષ* જો ઝાંખું તે સમે;
મરણ વાદળું આવિને ચડ્યું, અજબ વૃક્ષ એ ત્રૂટિને પડ્યું. ૫
ખગ બધાં રડે વૃક્ષ ક્યાં ગયું, અકસ્માત આ આવિ શૂં બન્યું;
જગપતી હવે શું થશે ગતી, સખત તાપ તો પીડશે અતી. ૬
ગગન ગાજીઓ હાય પોકથી, વિકળ થઇ પડ્યા કૈક શોકથી;
તરફડી રડે બાપરે વદી, ઝરણ આંસુથી ચાલીઓ નદી. ૭
ઇંદ્ર દેવતા મેઘને કહે, અહિં છતાં તમે આ નદી વહે;
ઇંદ્ર કચ્છનો આ ઘડી પડ્યો, અશ્રુપાતનો ઓઘ આ ચડ્યો. ૮

---

* શુક્લપક્ષ એટલે શુદી, અને બીજો અર્થ એ કે શુક્લપક્ષ એટલે ધોળી, અને કૃષ્ણપક્ષ એટલે કાળી ટોળી: તેમાંથી કાળા તો પોતાના રાજા જવાથી ઝાંખા થાય, પણ ધોળા (અંગ્રેજો) પણ સન ૧૮૭૬ ની તારીખ પેહેલીએ તેમનો મહોત્સવ છતાં કાળાં કપડાં પેહેરી ઝાંખા દેખાતા હતા.

ખિન* થઈ કથે મેઘ ધારજો, વરસ બે લગી વ્યર્થ નહિં જજો;
બળ કરી નદી દુઃખી તો કરે, ધરતિ ભૂષણો અંગ ને ધરે. ૯
ટળવળી પ્રજા પુત્ર રાણિયો, ચુપ રયાં પછી નીમ જાણીયો;
જગતમાં સદા કો નહીં રયા, જનક રામ ને કૃષ્ણજી ગયા. ૧૦
દિન ત્રિજે થયા બાપુભા ધણી, દરશને ગયા માતુશ્રી ભણી;
અતિ રડો નહીં માડિઓ તમે, રજપુતો ઝુઝે કષ્ટને સમે. ૧૧
સમય આવીયો શૂં થશે રડે, વચન બાણથી ઘોધવા પડે,
જીવનશૂર જા બાપુ આ પળે, સુરત ઝાંખવા સિંહ નહિં મળે. ૧૨

### દોહરો.

કારી ઘા ઉરમાં કર્યો, પ્રાગ વિયોગે પૂર;
શોક રોષ કાઢું ભલે, નહિં રૂઝાય જરૂર. ૯

---

સિંધૂ થવાનાં ચિન્હ &c.—વિરાજમાન મહારાઓ શ્રીખેંગારજીનાં લક્ષણ નાહાનપણથીજ સરસ જોવામાં આવ્યાં છે.

### દૃષ્ટાંતો.

શૌર્ય—મોટો બાવો (મહારાઓ શ્રીપ્રાગમલજી) ગરમીના દિવસમાં કુમારોસહિત શરદબાગમાં પધારતા. એક દિવસે પાછલે પોહોરે ખવાસો સુકુમાર રાઓશ્રીને બગીચામાં ફરાવતા હતા, તેવામાં તે સખ્સોએ એવુ કદાવર નાગ જે શિતલ લેહેરમાં બેધડક સળકતો જતો હતો, તેનું વિક્રાલ રૂપ જોઇ પગલાં પાછાં ભર્યાં; એટલે રાઓશ્રીએ પુછ્યું કે પાછા કેમ ફરો છો? તેનો ઉત્તર મળ્યાની અગાઉ તો તેમની નજર પણ તે સર્પપર પડી, અને બોલી ઉઠ્યા કે અરે આ બલા ચાલી જાય છે એને જવા કેમ આપો છો? એટલું કહી નીચે નમી એક પથરો ઉપાડી ફેંકયો અને બીજો ઉંચકી ધસે છે કે તે પાછા હટનારાઓએ જોયું જે કામ તો બગડ્યું તથા

---

* આ ઇંદ્રરાજાની આજ્ઞાપ્રમાણે મેઘે કર્યું. ગઈ ઍ સાલમાં તે જૂજ વરસ્યો હતો, પણ ચાલતી સાલ એટલે સંવત ૧૯૩૫ માં આંસુની નદી જરા સૂકાઈ માટે હવે અડચણ નથી એવું જાણી તથા ભૂમીને શોક ઉતરાવવા લીલાં ઘટાદાર પુષ્પોવાળાં વસ્ત્રો પેહેરાવવા તે પ્રારંભથીજ ભારે જોરથી પડ્યો.

કાંઈક પોતાની નાહિમ્મતથી શર્માઈ ત્રૂટી પડ્યા અને તે ભયાનક પ્રાણિને પૂરો કર્યો.

**सहनता**—નામવર પિતાજી પાસે તેઓ પધાર્યા. પાછળથી કલુભાએ આવી ઘણી મસ્તી કરી પણ તેઓ કાંઈ બોલ્યા નહીં. અંતે હાથ ઝાલી દૂર કરવા જાય છે કે નામવર પિતાજીએ કહ્યું કે,—

**आंखमां शरम**—તું પણ એવો થાય છે કે? અને લાગલાજ નીચું જોઇ બેઠા તે થોડીવાર પછી ઉઠી ગયા ત્યાંસૂધી ઉંચું જોયું નહીં.

> "The wise can interpret a word or a nod,
> But folly can scarcely be taught by the rod."

ભાવાર્થ—સમજૂ એક શબ્દ કે ઇશારામાં સમજી જાય છે. પણ મૂઢને સોટાથી પણ અસર થાતી નથી.

**चौंपथी काम करवानी टेव**—નામવર પિતાજી નોટોપર સહી કરતા હતા તેમાંથી કેટલીકપર સહી કરી કે રા. રા. નરસીરામ કાંઈ કામસારૂં પૂછવા આવ્યા. તેને ઉત્તર આપતાં પવનના ઝપાટાથી નોટો વીખરાઇ ગઇ તે હું એકઠી કરતો હતો કે રાઓશ્રી ત્યાં પધાર્યા. તેમને નામવર પિતાજીએ હુકમ કર્યો કે આ નોટો બધી કેટલી છે, કેટલા રૂપીયાની એકંદર રકમપર સહી થઇ છે, અને સહીવાળી, તથા સહીવગરની જૂદી કરી લાવો. થોડીવારમાં તેમ કરી નામવર પિતાજીને હકિકત ઝાહેર કરી. નામવર પિતાજીએ મને આજ્ઞા કરી કે તું તપાસી જો. અને મને જણાવતાં ખુશા થઇ કે સઇવાળીમાં સહીવગરની, તેમ સઇવગરનીમાં સહીવાળી, એકે ન ઘુસતાં, નોટોની સંખ્યા, અને સહીવાળી નોટોનો ટોટલ, એ સરવે બરાબર હતું.

## ગાદીપર બીરાજ્યા પછીનો એક દાખલો.

ગાંભીર્ય—તેઓનો રાજ્યાભિષેક થયા પછી હું તુરત માંડવીથી ભુજ નજરાનું કરવા ગયો. સલામ કરી અમુક રકમ પાસે મુકી સમયાનુંસાર ચાર શબ્દો કહ્યા. તેનો પ્રત્યુત્તર ભારે મોડું રાખી, આંખનાં ભ્રમર નમાવી આપ્યો. તે તેમનું ગાંભીર્ય દર્શાવવા બસ હતો. સબબ સૂના મનનો માણસ તેવું રૂપ ધારણ કરી શકે નહીં.

ટીકા—આ ઇશારા વાંચનારને નજીવા લાગશે પણ મને તો બહુ અસરકારક થયા છે. સબબ, એક મહાપુરૂષમાં જે ગુણો જોઇએ, તેમાંના કેટલાએકના અંકુર રાઓશ્રીમાં છે એવું આથી સિદ્ધ થાય છે.

જુઓ એક ઝીણી બીનાથી કેવી મોટી વાત જણાઇ આવે છે. ૧ નાડીના ધબકારામાં જરા ફેરફારથી, જીભના રંગથી, કે અંતઃકરણના અવાજથી, વૈદ્ય એક માણસની આરોગ્યતા કેવી સ્થિતિમાં છે તે કહી દે છે. ૨ અંગ્રેજીમાં એક કહેવત છે કે,—"A little straw shows which way the wind blows." ભાવાર્થ—એક નહાનું તણખલું પવનની ગતી કઇ દિશામાં છે તે બતાવી આપે છે.

૩. "A little word, a look, or touch will often convey more meaning than a whole volume of studied rhetoric could impart."

ભાવાર્થ—સુશિક્ષિત અલંકારશાસ્ત્રનું આખું પુસ્તક નથી સમજાવી શકતું તેટલું એક નાહાનો શબ્દ, પલકારો, કે ઇશારત વારંવાર જણાવી શકે છે.

૪. એક ગધેડો સિંહની ખાલ ઓઢી, ઘણાક જાનવરોને ડરાવતો હતો. પણ એક શીયાળે તેના માત્ર કાન બાહાર નીકળી આવેલા જોઇને કહ્યું કે આ સિંહ નથી. પણ પશુઓની ખાત્રી થાય નહીં તેટલામાં તે ભુંકયો એટલે આ તો ગધો છે એમ નકી થયું.—ઇસપ.

---

એ પ્રમાણે એ અંકુરો સારી કેળવણીથી ઘટા પામી યોગ્ય કાર્ય સાધક થાય છે. રાઓશ્રી બુદ્ધિવાન છે તે વિષે સન ૧૮૭૬ માં ડાકટર બુલ્હર આ પ્રમાણે રીપોર્ટ કરે છે.

પોલિટિકલ સાહેબને આવેલા રીપોર્ટમાંથી રા. રા. દલપતરામે મને "એકસ્ટ્રાકટ" મુકયા હતા, તેમાંથી લીધેલી નકલ.

"In English he is much more advanced than the Third Standard boys, as he is able to converse on

common topics. His Arithmetic requires particular attention. I was much pleased with his intelligence and brightness, which showed that his mind had been developed very considerably since I saw him in 1874."

અર્થ—"અંગ્રેજીમાં તે ત્રીજા ધોરણના છોકરાઓ કરતાં બહુ આગળ વધેલા છે. કારણ કે સાધારણ વિષયોઉપર તેઓ વાત કરવા સમર્થ છે. ગણિતમાં વિશેષ ધ્યાન આપવાનું છે. હું તેમની ચતુરાઈ અને ચાલાકીથી બહુ રાજી થયો. કારણ કે એથી સ્પષ્ટ જણાયું કે સન ૧૮૭૪ માં મેં એમને જોયા હતા ત્યારથી તેમની બુદ્ધિ અતિશય ખીલી નીકળી છે."

ત્યાર પછી કચ્છના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કમાન રે સાહેબ લખે છે કે,

"During the visit of His Excellency the Governor to Kutch, His Excellency expressed himself much pleased with the facility with which His Highness talked English; and remarked that having heard him talk, there was no necessity for an examination to test his proficiency. I cannot speak too highly of His Highness' application to his studies, which with his natural abilities, places him far above the average of boys of his age in respect to his mental attainments. Ever since I have had the pleasure of superintending his studies, I have never had occasion in any of my weekly examinations to record the results as any thing but satisfactory."

અર્થ—"નામદાર ગવર્નર (સર રિચર્ડ ટેમ્પલ) સાહેબે કચ્છની મુલાકાત કરી ત્યારે તે નામદાર સાહેબે જણાવ્યું કે અંગ્રેજી બોલવામાં મહારાઓશ્રીની સરલતાથી હું બહુ સંતુષ્ટ થયો છું. વિશેષ કહ્યું કે આ તેમની વાતચિતથી તેમની કુશળતા અજમાવવાને હવે પરીક્ષાની કાંઇ જરૂર નથી.

અભ્યાસમાં મહારાઓશ્રીના શ્રમવિષે હું જે બોલું તે થોડું છે. આની સાથે તેમની સ્વાભાવિક બુદ્ધિથી તેમની ઉમ્મરના છોકરા-

એ કરતાં માનસિક જ્ઞાનસંગ્રહમાં બહુજ વધે છે. જ્યારથી તેમના અભ્યાસની દેખરેખ કરવાનું મને મળ્યું છે ત્યારથી મારી દરેક અઠવાડીયાંની પરિક્ષાનું પરિણામ સંતોષકારક, સંતોષકારક સિવાય બીજું લખવાનો મને સબબ મળ્યો નથી.

મારા જણાવેલા સદ્ગુણાંકુરનો પ્રકાશ વર્દ્ધમાન થાવાવિષે તેજ સાહેબ લખે છે કે,

"His Highness not only takes a sincere interest in his lessons, but has a great eagerness for acquiring general knowledge, and having a capital memory he is wonderfully well able to retain all he acquires."

અર્થ—"મહારાજાશ્રી પોતાના પાઠમાં અંતઃકરણપૂર્વક હર્ષ લેછે એટલુંજ નહીં પણ સામાન્ય જ્ઞાન સંપાદન કરવા અતિ ઉત્સુક છે, અને સ્મરણશક્તિ વિશાળ હોવાને લીધે જે હાંસલ કર્યું તે યાદ રાખવા આશ્ચર્યકારક રીતે શક્તિવાન છે."

આ તેમની મનશક્તિવિષે આપણે લખ્યું, પણ તેમની તન-શક્તિવિષે પણ એ સાહેબનું ઉંચું મત છે.

"His riding and nerve on horseback have both improved during the last year, and he has a very fair eye in games, such as Lawn Tennis and Billiards, at which at present, however, he is only a beginner."

અર્થ—"ઘોડાની સ્વારી, અને તે વખતે તેમનું ધારિષ્ટ એ બન્નેમાં ગયા વર્ષથી સુધારો થયો છે; અને લાન ટેનિસ તથા બિલિઅર્ડ્ઝ (એ કશરતો મેદાન તથા લાંબા ટેબલપર દડાથી થાય છે) એવી રમતો, જેમાં તેઓએ હજુ શરૂઆત કરી છે, તેવું છતાં તેમાં ઘણી સારી નજર પોંહોંચે છે."

મન અને તનબળ સંબંધી જુદાં જુદાં ઉત્તમ મતો આપણે પ્રકટ કર્યાં, પણ વર્ત્તણુકમાં તેનો સદોપયોગ ન થયો તો તે કાંઇ કામનાં નથી, પરંતુ તે બાબમાં આપણે નિરાશ ન થતાં વિશેષ ખુશાલી ઉપજવા જેવું છે.

ઈ૦ સ૦ ૧૮૭૭-૭૮ ના કચ્છ રાજ્યના કારભારવિષેના રીપોર્ટમાંથી ઉતારેલા શબ્દો:—

"His Highness' tutor and Capt. Wray, Assistant Political Agent, who superintends his studies, express thorough satisfaction with the progress and conduct of the young Mahárájá. His regularity of attendance and his exertions for self-culture and improvement have been unremitting; and have repeatedly attracted our attention. He takes delight in his studies, and his affable courteous disposition and his address and deportment on all public occasions give ample promise that the future ruler of Kutch will have such education and manners, as will do credit to his princely position."

અર્થ—"મહારાઓશ્રીના શિક્ષાગુરૂ, અને આસિસ્ટંટ પોલિટિકલ કપતાન રે સાહેબ, જેઓ તેમના અભ્યાસની નિઘેબાની રાખે છે, તેઓ જુવાન મહારાજાના અભ્યાસ અને વર્તણુંક બાબત સંપૂર્ણ સંતોષ પ્રકટ કરે છે. તેમની નિયમિત હાજરી અને પોતાની કેળવણી તથા સુધારા વાસ્તે તેમનો આયાસ એક સરખાં ચાલુ છે. તે ઉપર વારંવાર અમારૂં લક્ષ ખેંચાયું છે. તેમને અભ્યાસ કરવામાં આનંદ થાય છે, અને સર્વે મહા પ્રસંગે તેમના માયાળુ અને સભ્યશીળ સ્વભાવ અને શિષ્ટાચાર તથા આચરણથી સારી પેઠે ઉમેદ રહે છે કે કચ્છના હવે પછી થનાર આ રાજ્યાધિકારીની કેળવણી અને લક્ષણો એવાં થશે કે તેમની રાજકીય પદ્ધતિ વિરાજી નીકળશે."

એમ આપણને ઉત્તરોત્તર ગુણ વૃધ્ધીનો નિશ્ચય થાતો જાયછે, ત્યારે યોગ્ય વખતે તેઓ ગુણના મહાસિંધુ થશે એ વાત હવે નિર્વિવાદ છે.

## हरिगितछंद.

२

ए अंजली ते आप आखी प्रजाना आधार छो,
पूरण प्रतापी प्रागना एवा तमे आकार छो;
वडवृक्षनी पेरे वधारी खूब छाया आपजो,
ए आश्रितोनी आश पूरी कष्ट तेनां कापजो.

આ છંદનો સાર કહેવા કે વિવેચન કરવાની જરૂર જણાતી નથી. સબબ, તે સફાઇથી હકિકત ઝાહેર કરે છે.

---

## हरिगितछंद.

३

पण पार पडवा ते मनोरथ गुण गणीत जरूर छे,
लेवा जवाना ते नथी निजकुलविषे ते पूर छे;
प्रताप धरजो नामनो जे शत्रु सघळा थरथरे,
अंतीक करजो शूर एवा काम आवे जे मरे.

### સાર.

પણ તે મતલબ સાધવા અમુક ગુણોની જરૂર છે તેપણ આ. પને કોઇની પાસે ઉધારા લેવા જવા પડે તેમ નથી. એ તો આપના કુટુંબમાંજ રહ્યાં છે. પેહેલો ગુણ પ્રતાપ, તે આપનું નામ રાઓ શ્રીખેંગારજી છે તે નામે રાઓની પ્રથમ ઉપમાં મેલવનાર રાઓ શ્રીખેંગારજી પેહેલા થયા તેના જેવો ધારણ કરજો, કે દુશ્મનો સર્વે કાંપે. હજૂરી એવા શૂર કરવા કે કામ પડે માથું પણ આપે.

### વિવેચન.

**ગુણ ગણીત જરૂર છે**—આ જીવતર એક ઝાડ છે તેનું મૂળ ઇશ્વર ઇચ્છા. થડ કે આખું અંગ, તે જીવતરનું ઝાડ; તનબળ

અને બુદ્ધીબળ એ બે મુખ્ય શાખા; તનબળની પરિશ્રમ અને બુદ્ધીબળની ધીરજથી વિચાર (મનન) ઉપશાખા; તેમાં અનેક વાસનાઓ ઉત્પન્ન થાય છે તે પાંદડાં; અને ગુણોનાં સુશોભિત ઘણાં ફૂલો આવે છે તેમાંથી મુખ્યનાં નામ:

૧ શૌર્ય. ૨ સત્ય. ૩ દયા, ૪ ન્યાય.
૫ દેશોન્નતિ ઈચ્છા (આત્મોન્નતિ). ૬ પ્રભુમાં પ્રેમ.

અને આ ફૂલોમાંથીજ ફળો થાય છે. બીજાં તો માત્ર તેનાં અનુસંગી છે. આ સર્વે પુષ્પ અને ફળોમાંથી એવો તો સુવાસ છૂટે છે કે તે આસપાસનાં ઝાડોને મોહ પમાડી પોતે મુક્તીનાં ધામને પોંહોંચે છે, પણ આવાં સુવાસનાં વૃક્ષો બહુ વિરલાં થાય છે.

માટે આપ સાહેબને એ છ ગુણોપર વિશેષ લક્ષ આપવાનું છે. તોપણ તેના અનુસંગી કાંઈ ઓછા લાભકારી નથી. તે સર્વે ગુણો એક ઝાડપર ઉછરનારા છે, માટે એ મુખ્ય ગુણોની સાથે બધા સંબંધ ધરાવે છે. તેવું છતાં જે બહુ નિકટ જણાયા છે તેમને દરેક મુખ્ય ગુણના પેટામાં દાખલ કર્યા છે.

| १ शौर्य. | २ सत्य. | ३ दया. | ४ न्याय. |
|---|---|---|---|
| ૬ રાજ્યગુણ. | ૧ પ્રમાણિકપણું. (કારકગુણ) | ૧ ઔદાર્ય. (કારકગુણ) | ૧ પ્રત્યુપકાર તથા દુષ્ટને દંડ. |
| | | | ૨ વફાદારી. |
| | | | ૩ શીયળ. |
| | | | ૪ દાનાઈ. |
| | | | ૫ સ્વદેશ પ્રીતિ. |

५ देशोन्नति इच्छा (आत्मोन्नति.)

| | | |
|---|---|---|
| ૧ દીવાનની પસંદગી. | ૨ પાત્રમાં પોંખવું, | ૩ સુસંગત. |
| ૪ લોક પ્રીતિ. | ૫ દેશ સ્થિતિ. | ૬ નવરા ન બેસવું. |
| ૭ ધોરણો. | ૮ મીઠી વાણી. | ૯ ગાંભીર્ય. |
| ૧૦ શાંતિ. | ૧૧ સભ્યતા. | ૧૨ કળાકૌશલ્ય તથા વિદ્યા |
| ૧૩ સારાં નામનો શોખ | ૧૪ રોઆબ. | ૧૫ સુનીતિ. |

૧૬ મિત વ્યયતા. ૧૭ સંપ. ૧૮ ઉપકાર ન ભૂલવું.
૧૯ જ્ઞાનોપયોગ. ૨૦ દીર્ઘ દૃષ્ટી.

૬ प्रभुमां प्रेम.

૧ સંતોષવૃત્તી. ૨ નિરઅભિમાન (નમ્રતા). ૩ પ્રભુ પ્રાર્થના. ૪ ધર્મ.

આ સર્વેનું વર્ણન વિવેચનમાં આવશે. તેમાંથી કેટલાંક ગુણ પુષ્પો આપના વડીલોએ ગ્રહણ કર્યા છે. બાકીને આપ સાહેબ આશ્રય આપશો. એટલે સંપૂર્ણ સુવાસ પામો: તથાસ્તુ.

प्रताप धरजो नामनो जे शत्रु सघळा थरथरे—પ્રતાપ એટલે બહુ તેજ, જેમકે સૂરજનો ઉદય થયો કે ઘુવડ જેવાં પક્ષી, સૂવર જેવાં જાનવર, ચોર અને ખૂની સંતાઇ જાયછે. તે પ્રતાપ આપના નામરાશી વડીલ રાઓ શ્રીખેંગારજી પેહેલાનો ધારણ કરજો.

## नामविषे.

નામ એ માત્ર સ્થૂલ દેહની ઓળખ વાસ્તે છે. પણ આત્મા ગુણોથી ઓળખાય છે. માટે કોઇને પ્રતાપી પુરૂષનું નામ મળ્યું, કે ઉંચી જગાપર બેઠો તેથી તેની મોટાઇને પામતો નથી. કવિ વૃંદ કહે છે કે—

## દોહરો.

ઉંચે બૈઠ નાં લહે, ગુન બિન બડપણ કોઈ;
બૈઠો દેવલ શિખરપર, વાયસ ગરૂડ ન હોઈ.

ગરૂડપક્ષીમાં શૂરાતન વગેરે ગુણોથી દેવોએ તેને પસંદ કર્યું છે. તેની બરોબરી કરવા ગુણ વગરનો કાગડો દેવળને મથાળે જઈ બેસે તો તેની મોટાઇને પામનાર નહીં.

"Note what great men admired; they admired great things; narrow spirits admire basely, and worship meanly."

W. M. THACKERAY.

ભાવાર્થ—જુઓ કે મહાપુરૂષો કેવી વાતોથી મોહ પામતા, તેઓ મોટા પદાર્થોની આકાંક્ષા રાખતા. ટૂંકા મનના માણસો નીચ વસ્તુઓપર મોહિત થાય છે ને હલકી વસ્તુઓને સેવે છે.

વાસ્તે નામપ્રમાણે નામદાર થવાસારૂં આ વચન ખૂબ યાદ રાખવાનાં છે.

"Endeavour to be really what you would wish to appear."

અર્થ—હું જગતને આવો દેખાઉં તો ઠીક એવું ચાહાનારે તેવા ખરેખર થાવાનો પ્રયત્ન કરવો.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

જામ લાખો તેજવાળો હતો. માટે તેનો બાપ જામ ફુલ પ્યારથી પોતાની રાણી શોઢીને કહેતો કે આ લાખોનો માલીક થાશે. માટે મેં તેનું નામ લાખો પાડ્યું છે. તેના ઉત્તરમાં રાણીએ એટલુંજ કહ્યું કે "નામ મોટાંથી મોટાં કામ થાતાં નથી. કામો કરવામાં તો મોટી કરામતો જોઇએ છે." આ વાત ફુલ પોતાના કુંવરને કહી હમેશાં બોધતો કે જોજે મને ખોટો ન પાડતો. અને તે તાનાંપરથી ચાનક રાખી પોતે બહુ શૂરવિર થયો. જેનું નામ "લાખો ફુલાણી" એ અદ્યાપિ પ્રસિદ્ધ છે.

---

## મહારાઓ શ્રીખેંગારજીના સોળ ગુણોનું વર્ણન કરવામાં આવશે તેમાંનો પેહેલો ઈશ્વર પિછાન.

સૂચના—પ્રતાપ એ કેટલાક ગુણો તત્વરૂપે થઈ બનતા બિંબમાંથી નિકળતો મહાપ્રકાશ છે તેમાંથી એક મહાગુણ શૌર્ય છે. આ મહાગુણ જે વૃક્ષમાંથી ખીલી નીકળ્યો છે તે વૃક્ષનાં મૂળથી વર્ણન થાવું ઘટારત છે. પણ તે વિષય (ઈશ્વરઇચ્છા) મહાવિકટ તથા લાંબો હોવાથી કોઇ સદ્ગુરૂ દ્વારાએ પૂરો શીખવો. હાલ હું તે વિષે બહુ ન લખતાં તેની મુખ્ય શાખા, ઉપશાખા, પોતે ગુણ તથા તેના અનુસંગી ગુણોવિષે લખીશ.

# મહારાજાઓ શ્રીએંગારજી પેહેલા.

## ૧ ईश्वर इच्छा.

ઇશ્વર નિરંજન, નિરાકાર, સર્વ શક્તિમાન, સર્વ વ્યાપક, તથા સર્વગુણ સંપન્ન છે. તે છે; અને તે તેવોજ છે; એ આપણી બુદ્ધીને મહાજ્ઞાની પુરૂષોની અકલ સાહ્યભૂત થવાથી જણાય છે. પદાર્થ વિજ્ઞાન, તર્કશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, જ્યોતિષશાસ્ત્રો વગેરાંથી, તે છે, તથા તેવોજ છે એવું સાબીત થયું છે.

૧ તે દેખાતો નથી તથાપિ તે છે, માટે તે નિરંજન નિરાકાર કહેવાય છે.

એક શખ્સે એક કુલીન ગુણવંતને પુછ્યું કે પ્રભુ દેખાતો નથી માટે તે છે એવું કેમ મનાય?

સુજ્ઞ—આપણે હમણાં કયાં બેઠા છીએ?

ઉત્તર—આ ઘરમાં.

સુજ્ઞ—આ ઘર કેવું અને ક્યારે બંધાયું હશે તે કહેશો?

ઉત્તર—(જરા વિચાર કરીને) ઘર બહુ સુંદર, સોજવાળું, પણ લાંબી મુદતપર બંધાયું જણાય છે.

સુજ્ઞ—નહિં નહિં; એ તો તમે આવ્યા તેની અગાઉજ પોતે થયું છે.

ઉત્તર—શું મારા સાહેબ, તમે પણ જૂઠું બોલો છો? આવું મજાનું ઘર પોતાની મેળે કેમ થાય?

સુજ્ઞ—શું કરવા ન થાય?

ઉત્તર—આ આવી શોભા, સગવડો, તમારે સારૂં કરવાનું ઘર, જે જડ પદાર્થ છે તેને પોતે કેમ સૂજે? તેને બનાવનાર તો કોઈ ચતુર પુરૂષ હોવો જોઇએ.

સુજ્ઞ—તો યાદ રાખો પ્રિય મિત્ર, કે તમે જરા વિચારથી એટલું સિદ્ધ કીધું તો મહાબુદ્ધીવાનોએ પોતાનો આખો જન્મારો વિચારી સૂરજ, ચંદ્ર, તારા, પશુ, પક્ષી, માણસો વગેરેની બનાવટ જોઇ નક્કી કીધું છે કે તેનો કોઇ કર્તા હોવો જોઇએ.

તેના બનાવેલા પદાર્થો તપાસો અને તે કેવો છે તે જણાશે. બિશપ સાન્ડરસન કહે છે કે,—

"As is the workman, such also is the character of his work."

અર્થ—જેવો કસબી હોય તેવી કરામત તેનાં કામોમાં પણ હોયછે એ પ્રમાણે કર્ત્તાથી કામો, અને કામો તથા તેની બનાવટની ખૂબીથી પૂરી ખાત્રી થઇ છે કે કર્ત્તાછે, અને તે પૂર્ણ સુજ્ઞછે.

૨. તે સર્વ શક્તિમાન છે. પોપ નામનો મહાકવિ કહે છે કે,—

"He sees, with equal eye, as God of all,
A hero perish or a sparrow fall:
Atoms and systems into ruin hurled,
And now a bubble burst and now a world."

અર્થ — દોહરા.

સમદ્રષ્ટીથી તે જુએ, સર્વ વસ્તુ કરનાર;
આ પળ ચકલી ભૂ પડી શૂર પડ્યો સરદાર. ૧
રજ કે મંડલ ભૂટકી, જુએ થયો સંહાર;
ફૂટો પરપોટો અને, પૃથ્વી તો આ વાર. ૨

વળી બીજો એક મહાબુદ્ધીવાન કવિ મિલટન કહે છે કે—

"These are thy glorious works, Parent of good!
Almighty? Thine this universal frame
Thus wonderous fair: Thyself how wonderous then!
Unspeakable! who sitt'st above these heavens,
To us invisible, or dimly seen.
In these thy lowest works; yet these declare
Thy goodness beyond thought, and power divine."

અર્થ—હે કલ્યાણનાં ઝરણ, આ તારાં દેદિપ્યમાન કૃત્યો છે! સર્વ શક્તિમાન પ્રભુ! આ ત્રૈલોકય તારૂં તન છે, તે ચમત્કારિક મ-નોહર છે; ત્યારે તું પોતે કેવો ચમત્કારી હોઇશ? અનિર્વાચ્ય! જે

આ ભૂવનોપર અમને અદૃશ્ય અથવા આ તારાં અતિ સામાન્ય કાર્યોમાં આભાસરૂપે બિરાજે છે. તથાપિ આ વિચારની સીમાથી બહાર એવી તારી ભલાઇ અને દિવ્ય શક્તિ સાફ પ્રકટ કરે છે.

### નજમ.

અએ બરતર અજ ખીઆલો કએઆસો ગુમાનો વેહેમ;
વજ હરચે ગુફતેઅંદ સનીદીમો ખાનદેઈમ. શેખસાદી.

અર્થ—ખ્યાલ, ક્યાસ, ગુમાન અને વેહેમથી તથા જે કાંઇ કહી ગયા છે, અમે સાંભળ્યું છે અને પઢ્યા છીએ, તે સર્વેથી તું મોટો અને બહાર છે.

૩. ઇશ્વર સર્વવ્યાપી છે.

सपर्य्यागाच्छुक्रमकायमव्रणमस्नाविरढशुद्धमपापविद्धम् ॥
વેદશ્રુતિ.

અર્થ—ઇશ્વર સર્વવ્યાપક, વીર્યરૂપ, શરીર, છિદ્ર અને નાડી વગરનો શુદ્ધ અને પાપ રહિત છે.

૪. તે સર્વ ગુણ સંપન્ન છે. પુષ્પદંતાચાર્યે પણ તેના ગુણ ગાતાં હાર્યા છે.

### स्तोत्र.

असित गिरि समंस्यात कज्जलं सिंधु पात्रे
सुरतरूवर शाखा लेखनी पत्र मुर्वी:
लिखति यदी गृहित्वा शारदा सर्व कालं
तदपि तव गुणानामीश पारं नयाती.

અર્થ—હે ઇશ્વર કાળા પર્વતો જેટલું આંજણ સમુદ્રરૂપી ખડીઆમાં નાંખીને મોટાં કલ્પવૃક્ષની ડાળોની લેખણ કરીને સર્વકાળ શારદા પોતે પૃથ્વીરૂપી કાગળઉપર લખવા માંડે તોપણ તમારા ગુણોનો પાર પામે નહીં.

## ઈશ્વર પ્રાર્થના.

### દોહરો.

આભ વિલોકિ વિમાસીએ, શી કરણી કિરતાર;
લક્ષ લટકતાં રત્નથી, તેં ધરીઆ ધરનાર. ૧

### ચરચરી છંદ.

લૂમખા નભમાં રહ્યા શશિ તારકા જળમાં તરી,
કોહનૂર પ્રકાશ પૂર વિષે ઠરી નહિં રે જરી;
ચંદ્ર શીતળ તેજ દે, તન તાપ સેજ વ્યથા હરી,
સૃષ્ટિના સ્રજનાર શકિત અપાર ભૂધર શ્રીહરી. ૧
અંધકાર નસાડવા, રચીઓ પ્રભાકર તેં પતી,
ઉગવા વખતે બને, રચના અનોપમ ઓપતી;
મોર બોલત જોરથી, બહુ શોર પક્ષી રહ્યાં કરી,
સૃષ્ટિના સ્રજનાર શકિત અપાર ભૂધર શ્રીહરી. ૨
કોયલો લલકાર પોપટ, રંગ રંગિનનાં ખગો,
ચંગના સુર કો ભરે, દુર ગંગ તીર રહી બગો;
એમ સર્વ મળી પોકારત, મંદ મંદ વહે લ્હરી,
સૃષ્ટિના સ્રજનાર શકિત અપાર ભૂધર શ્રીહરી. ૩
એ કલોલ તણા ગુઢારથ બોલનો કર તોલતો,
તુંહીં છો અધિરાજ રંકનિવાજ એજ અવાજ તો;
તેવિના ઉછરંગ અંગ વધે ન મોજ મળે ખરી,
સૃષ્ટિના સ્રજનાર શકિત અપાર ભૂધર શ્રીહરી. ૪
રાત વીતિ પ્રભાત ગાયન જાત પુષ્પ ખિલી રહી,
લાલ શ્યામ સફેદ પીત અનેક છાંટ છતી થઈ;
રોશની ભરપૂર સૂર તણી ચડી હણવા અરી,
સૃષ્ટિના સ્રજનાર શકિત અપાર ભૂધર શ્રીહરી. ૫
એ છટા જગની કરી, ઉપભોગ માનવિને મળે,
ધારણાથી ઘાટ યોગ્ય ઘડ્યો કદી નવ કો કળે;

ને ત્વચા તન કૃષ્ણ રક્ત સફેદ વર્ણથકી ભરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૬

કાન તે ઇનસાનના ઝટ ધ્યાન દે જન જે કહે,
ધ્રાણ, અત્તર, અર્ગજા, ભભકાર પુષ્પ તણા લહે;
સ્વાદ લે ખટ જીભ, એકજ ચામડી વપુએ ધરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૭

એકમાંથિ અનેક રૂપ ગુણો કરે જગભૂપ તું,
જીવજંતુ અપાર તોપણ, સાર લેજ અનૂપ તું;
સાધનો અરપ્યાં પ્રભૂ જન જેથિ લે સુખ વાપરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૮

જ્ઞાનનાં બળથી કરે પલમાં અજાયબ કામ તે,
જ્યાં હશે જળ ત્યાં કરૂં થળ, રાખ તું ઉર હામ તે;
ધન્ય બાપ પ્રતાપનો તુજ માપ નહિં ઉચરૂં ફરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૯

જાતિભેદ ન દેવને ઉર ખ્યાલ કંઇક કરી હસે,
એક રૈયત ઇલ્મમાં ચકચૂર અન્ય વને વસે;
દૃષ્ટિ છે સમ આપની ગમ પોચતી નહિં માહરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૧૦

તુચ્છ જીવ કરૂં શું તર્ક અતર્ક્ય પ્રભુની શક્તિનો,
રાઓના ગુણ ગાંઉં તેમજ ભાવ છે તુજ ભક્તિનો;
આદર્યું શુભ કામ થાએ તમામ તું સુણ જો જરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૧૧

વાસ્તે ભુજ જોડિને અરદાસ એ તુજ પાસ છે,
જ્ઞાન દે મુજ દેશિને શુભ એજ દાસનિ આશ છે;
એથકી જન જાણશે મન ધર્મ કર્મ સરાસરી,
સૃષ્ટિના સ્રજનાર શક્તિ અપાર ભૂધર શ્રીહરી. ૧૨

## દોહરો.

ચમત્કાર પ્રભુના ચતુર, નિરખીને લે નામ;
રામ નાવ રળવા થકી, તરિને ગયા તમામ. ૧

એવો જે સચ્ચિદાનંદ ભગવત, તે વસ્તુ માત્રનું મૂળ કારણ છે. તેની ઇચ્છાથી સર્વે બ્રહ્માંડ થયાં, અને તે ગતિમાન છે. માટે તેને જે ઓળખે છે તેજ હયાતીનું સાર્થક કરે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. છછરના સંવાદ તથા તેમની રાજનીતિથી રાઓશ્રી ઇશ્વરમાં પ્રેમ ધરાવતા હતા એવું પુરવાર થાય છે.

---

## ૨ તનબળ.

તન તથા બુદ્ધિબળ કુદરતી બક્ષીસો છે, પણ તે બેઉનો અભ્યાસથી બહુ વધારો થઇ શકે છે.

## તનબળ જાળવવાવિષે કવિત.

સકાળે ઉઠીને સાબુ સુગંધીથી સ્નાન કરો
અષ્ટ લાભ લઇ ખિલ્યાં પુષ્પ પેર ઓપશો;
બળે શોભા સુસ્વરતા શુદ્ધોચ્ચાર સુગંધતા
સુકુમારતા સફાઇ સ્નેહથી સંતોખશો;
પ્રાણીને પદારથના પ્રભુની પ્રાર્થના કરો;
સુખ અને શાંતિ થાવી તેને શિર સોંપશો;
અંગ કસો, કેફ મળરોધ ઉજાગરો તજો
અહાર કામ ચિંતા કોપ હદ નહીં લોપશો. ૧

## સાર.

વેહેલા ઉઠી નાહાવું. નાહાવાથી અંગમા ચપળતા આવતાં પરમાત્માની પ્રાર્થના પ્રેમથી થાય છે. પ્રાર્થનાથી આખા દિવસનું

કામ સરખી રીતે થાવાનો વિશ્વાસ આવે છે. પછી મર્દાની કસરત કરવી. કેફ (મદ્યપાન, અફીમ, માજમ, ભાંગ વગેરાં), મળરોધ અને ઉજાગરો બિલકુલ ન કરવો. ખોરાક, કામ (૧ વસ્તુમાં પ્રીત. ૨ મેહેનત.) ચિંતા અને કોપ મધ્યમ રાખવાં.

આરોગ્યતાનાં મુખ્ય સાધનવિષે અંગ્રેજીમાં એક નાહની કવિતા છે,—

> "Great temperance, open air,
> Easy labour, little care."

## દોહરો.

> મિતાહાર ખુલ્લી હવા, મિત શ્રમ ચિંતા ધાર;
> દીર્ઘાયુ તનબળ તણાં, મુખ્ય તત્વ એ ચાર. ૧

## ઐતિહાસિક દૃષ્ટાંતો.

૧. રાઓ શ્રીખેંગારજી સુઘડ હતા. પ્રાતઃકાળે સ્નાન આદિ કરી દરરોજ અચુક માતાનાં દર્શન કરવા જતા.

૨. મર્દાની કસરતના બહુ શોખી હતા. કચ્છમાં હતા ત્યારે પણ કરતા અને વળી અમદાવાદમાં તાલીમ લેતાં જબર પટાબાજ થયા હતા. જામ રાવળે તેમના જીવહરણ વાસ્તે બાર પેહેલવાન કચ્છમાં મુક્યા હતા. તેમણે એમને સવારના ફરવા જતી વખતે ઘેરી લીધા પણ કચ્છ કેશરીએ તેઓ સર્વેનાં માથાં એક પટાના ઝપાટાથી ધડથી અળગાં કર્યાં.

૩. તેઓ કોઈ તરેહનો કેફ ન કરતાં આરોગ્યતાનાં સંરક્ષણના બીજા નિયમો સાચવતા. જેથી તેઓ નેવુ વર્ષથી ઉપરની ઉમ્મરે પણ વૃદ્ધ જેવા જરા દેખાતા નહીં.

૪. આ અંગબળ પરાક્રમો કરવામાં જે આટલું સાહ્યકારી તેની અવગણના ન કરવાથી તેમણે બીજાં મહાપરાક્રમો કર્યાં છે જે પાછળ લખવામાં આવશે.

---

## ૩ પરિશ્રમ.

ઉદ્યોગ એ માનવીના જીવનનો આધાર છે. શરીર સંચો સાફ રહેવા તથા વસ્તુઓ મેહેનતથી મળતાં મીઠી લાગવા પ્રભુએ ઉદ્યોગ નીમ્યો છે. ફ્રાંકલીન કહે છે કે,—

" Used key is always bright."

વપરાતીકુંચી હમેશાં ઉજળી રહે છે.

" No bread 's so sweet as that we earn."

પોતાની કમાયલી રોટલી જેવી બીજી મીઠી લાગતી નથીં.

" હીલે રિઝક ઓર બહાને મોત" એટલે કે થાવાનું તે થાશે પણ હીલો કર્યાવગર ખાવાનું મળશે નહીં.

ચીખલવાળા રસ્તામાંથી એક ગાડીવાન ગાડી હાંકતો હતો. તેનાં પૈડાં કાદવમાં એવાં ચોટાં કે તે બહાર નીકળે નહીં. ગાડીવાન નીચે બેશી રડવા તથા દેવની પ્રાર્થના કરવા લાગ્યો. એટલે આકાશવાણી થઇ કે "રડે છે શું? મૂર્ખ, ઉઠ ગાડીને ખભો લગાવ, અને ઘોડાને ચાબુક માર તો હમણાં ગાડી ચાલશે. અમે આળસુને મદદ કરતા નથી."—ઇસપ.

તે ઉપરથી એક કેહેવત છે કે,

" Heaven helps those who help themselves."

પ્રભુ ઉદ્યોગીને મદદ કરે છે.

એ રીતે જરાક કામમાં તનને કે મનને મેહેનત પડે છે પણ મહાભારત કામમાં જારી શ્રમ ચાલુ રાખવો પડે છે, તેને પરિશ્રમ કહે છે. એવાં કામ એક ઝપાટે પાર પડતાં નથી.

" You cannot fell a giant oak
By giving it a single stroke."

રાક્ષસી ઓકનાં ઝાડને એક ઘાએ બે કટકા કરી શકશો નહીં ધીમા પણ ચાલુ ઉદ્યોગથી એવાં કામ પાર પડે છે.

"Constant dropping wears away adamant."

મતલબ કે ટીપે ટીપે સરોવર ભરાય છે. અને તેમ ન કરનારો દરિદ્રતાના ખાડામાંથી નીકળતો નથી. શુભ કામમાં મંડ્યા રેહેવામાં પ્રતિષ્ઠા છે. અને મોટાં કામ ત્યારેજ પાર પડે છે.

"If what shone afar so grand
Turn to nothing in thy hand,
On again, the virtue lies
In the struggle, not the prize."

R. M. Milness.

અર્થ—છેટે તને કાંઇ ચીજ બહુ ભભકાદાર લાગી પણ તારે હાથ ન આવી તો વળી મંડ. પ્રતિષ્ઠા તે વસ્તુ મેળવવામાં નથી પણ તારા પરિશ્રમમાં છે.

આ વિષય ટુંકો કરવા મારે એટલુંજ કેહેવાનું છે કે પરિશ્રમ વગર દુનિયામાં ફળ યા માન નથી આ વાત નિત્ય પરિચયની હોવાથી સર્વેને વાસ્તે પ્રત્યક્ષ પુરાવો છે કે મનની આજ્ઞા સાંભળતાં ઉદ્યોગથી ન ડરનાર જમણો હાથ ઝડપથી કામ કરવા મંડે છે તો તે ચપળ, બળવાન રહીને આત્માને આરોગવા વિધવિધ પ્રકારની સામગ્રીઓ ઠાકરજી મહારાજની પેઠે પ્રથમ પોતે સ્પર્શ કરે છે. તેનાથી ઉલટી રીતે વર્તનાર ડાબો હાથ સુસ્ત, નબળો હોઇને હલકાં કામો વાસ્તે નેમાયલ છે. અને ધામધૂમને વખતે જમણા હાથને આગેવાન અને પોતાને તેના સેવકપ્રમાણે જુએ છે. માટે અંગ્રેજીમાં કેટલીક કહેવતો કહી છે તે વાસ્તવિક છે.

1. "Diligence is the mother of good luck."
2. "No pains no gains"
3. "No sweat, no sweet."
4. "The success in life consists of three letters. T. R. Y. (Try)."

અર્થ—૧. ઉદ્યોગ સારાં નશીબની મા છે.

૨. સેવાવગર મેવા નથી.
૩. પરસેવો ઢળે મધ મળે.
૪. જીવતરની જીત આટલા અક્ષરોમાં રહીછે. ફ.રી.ક.રો.

## ઐતિહાસિક દ્રષ્ટાંત.

સંવત ૧૫૬૬ થી સંવત ૧૬૪૨ સુધી ૭૬ વર્ષના અરસામાં અનેક પરાક્રમોમાં રાઓશ્રીનો ખરેખરો પરિશ્રમ આરસીની પેઠે કચ્છનો ઇતિહાસ વાંચ્યાથી ખુલો જણાઇ રહે છે.

---

## ૪ બુદ્ધિબળ.

બુદ્ધિબળ, અંગબળ સાથે બહુ સંબંધ રાખે છે.

"A sound mind in a sound body."

અર્થ—મજબુત શરીરમાં મન પણ મજબુત હોય છે.

તેઓની અસર પરસ્પરની છે. મનને દુ:ખ થવાથી શરીર પણ ઘસાય છે. માટે મનને કેળવવાની બહુ અગત્ય છે.

### કવિત.

મન તો વેરાન ડગે જરામાં પીપળ પાન,
અજ્ઞાનના તાનમાં મસ્તાન થઇ ચાલેછે;
સદગુરૂ સંગ એતો ગંગમાં વિમળ કરી,
અંગમાં અનેક ઉત્કૃષ્ટ ગુણો આલે છે;
દુખમાં ધીરજ સુખમાં સબુરી ધરી નીતિ,
ગ્રંથ વાંચી સઘળાં સુધરમો સંભાળે છે;
આકારજ શુદ્ધ છે વિચારી દ્રઢતાથી કરે,
ચિત શાંતિ સાથે સુખ સ્વરગનું માલે છે. ૧

મનને કેળવવામાં તેની ત્રણ શક્તિઓ પ્રફુલ્લિત કરવી પડે છે. સ્મરણશકિત. (૨) તર્ક યા કલ્પનાશકિત. (૩) વિચારશકિત.

મનને મોડે શીખામણ આપવા કરતાં જોવાથી બહુ અસર થાય છે.

"Example is better than precept."

અર્થ—ઉપદેશ કરતાં કરી બતાવવું બેહેતર છે.

એક ગુજરાતી કહેવત છે કે, "ભણવા કરતાં ગણવું એટલે અનુભવ" ચડે છે. એ કેહેવત પ્રમાણે રાઓ શ્રીખેંગારજીને સ્વાભાવિક જ્ઞાન સાથે અતિ લાભ થયો છે.

"Experience is the best master."

અનુભવ સર્વોત્તમ ગુરૂ છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી વર્ષ ૧૪ ના થયા ત્યાં સુધી જામ રાવળે એમને પીડવાના અનેક ઉપાયો લીધા છે, સોનું તવાય તેમ શુદ્ધ થાય. મહમદ બેગડાએ અમદાવાદમાં કાંઇ માગણી કરવા કહ્યું ત્યારે તેમણે પોતાના શુરૂ થતા બુદ્ધિ પ્રકાશ પ્રમાણે પોતાની બેન કમાંબાઇને પૂછી પછી દરખાસ્ત કરવાનું કહ્યું. હવે આમાં એમણે ઘણાક હેતુ સાધવા ચતુરાઈ બતાવી છે.

૧. બેન બાદશાહનાં જનાનખાનામાં હતાં એટલે મળવાનો પ્રસંગ શોધી કાહાડ્યો.

૨. મારી બેન આપનાં જનાનખાનાંમાં છે, એમ મોડે ન કેહેતાં સેહેજ બાદશાહને પુછવાનું બની આવ્યું.

૩. શબ્દતીરકમાન (મુખ) બહાર નીકળ્યો તે પાછો ખેંચાય નહીં. મહાપુરૂષોને બોલ્યું પાછું ન બોલ્યું કરતાં શરમ પોંહોંચેછે. માટે "કપાળે કપાળે જુદી મતિ" એમ એક મત થઇ કામ કીધું.

વિશેષ દૃષ્ટાંતો વાસ્તે પાને ૩૦ જોવું.

## ૫. मनन (खूब विचार.)

તનબળ અને બુદ્ધિબળનો ઉપયોગ વિવેકબુદ્ધિવગર યથો-ચિત થઇ શકતો નથી. વિવેકબુદ્ધિ, એનો બીજો બોલ દાનાઇ (ડાહાપણ) છે. તેનું અર્ધાંગ શીઘ્રમતિ, અને અર્ધાંગ દીર્ઘદષ્ટીથી થયેલું છે. આ સર્વે વિષયોનું તે તે શબ્દોનાં મથાળાં હેઠ ટૂંકામાં વ્યાખ્યાન આવશે; માટે હાલ મનન, જે સર્વે મિશ્રિત ગુણોથી થયું છે, તવિષે બોલું છું.

જગત્કર્તાએ સર્વે પદાર્થો કર્યા છે. તેમાં ચાર વિભાગ જોવામાં આવે છે.

૧. જે પદાર્થોને માત્ર હયાતી હોય છે એવાઃ સૂરજ, ચંદ્ર, તારા.

૨. જેને હયાતી અને જીવ બેઉ હોય છે તેવાઃ ઝાડો.

૩. જેને હયાતી, જીવ અને ઇંદ્રિઓ હોય છે તેઃ પશૂ, પક્ષી.

૪. હયાતી, જીવ, ઇંદ્રિ અને બુધ્ધી એ ચાર જેમાં છે તેઃ માણસ.

એ રીતે જણાશે કે મનુષ્યો સૃષ્ટિના સર્વે પદાર્થોમાં શ્રેષ્ઠ છેઃ પશુને તેના ફાયદાસારૂ ગામબહાર લઇ જવા ગોવાળ લાકડીનો ઉપયોગ કરે છે. પણ પરમ દયાળુ પરમેશ્વરે તેની અતી દયાથી આપણને બુધ્ધીરૂપી ભોમીયો આપ્યો છે. જેથી સુમાર્ગ કુમાર્ગ બંનેનું ભાન થાય છે એવી ઉંચી બક્ષીસનો લાભ ન લે તેને કેવો દુર્ભાગ્ય સમજવો?

વિચારવંત માણસ હરેક કામમાં કદમ ભરવાની અગાઉ પ્રથમ ખૂબ વિચાર કરે છે કે પછી તેને પસ્તાવું ન પડે. સુંદરદાસ કહે છે કે

### કવિત મનહર.

દેખે તો બિચાર કરી, સુને તો બિચાર કરી;
બોલે તો બિચાર કરી, કરે તો બિચાર હે.
ખાઇ તો બિચાર કરી, પીવે તો બિચાર કરી;
સોવે તો બિચાર કરી, કરતોહી બાર હે.
બૈઠે તો બિચાર કરી, ઉઠે તો બિચાર કરી;

ચલે તો બિચાર કરી, સોહી મત સારહે.
દેઇ તો બિચાર કરી, લેઇ તો બિચાર કરી;
સુંદર બિચાર કર, યાહી નિરધાર હે. ૧

વિચારવંત માણસ ધીરજવંત હોય છે. તે જાણે છે કે, ઉતાવળ કર્યાથી કામ દાઝી જશે. સંસારનાં કામો બધાં ધીમે કટકે કટકે પૂરાં થાય છે. એક ઘાએ કૂવો ખોદાતો નથી. જે ઉતાવળે ચાલે છે, તે સપાટ મેદાનમાં પણ ઠોકર ખાય છે.

## દોહરો.

કારજ ધીરે હોતુ હૈ, કા હૈ હોત અધીર;
સમય પાય તરવર ફલે, કેતક સીંચો નીર. ૧ વૃંદ.

તે ખૂબ જાણે છે કે પ્રથમ તો કામનો પાયો મજબુત નાંખવાની જરૂર છે. સબબ, તેઉપર આખી ઇમારત ઉભી રહેવાની છે. માટે ધીરજથી હરેક કામની શુરૂઆત મજબુત થાય છે.

"Great haste is not always good speed."

એટલે—ઘણી ઉતાવળ એ હમેશાં હરેક કામ ત્વરાથી કરવાની સરસ રીત નથી. ચોમાસામાં કાગડાનાં છતર, જે એકદમ ઉભાં થાય છે, તે તરત નાશ પામે છે. વાસ્તે આરંભ સરસ થયો તે કામ સરસ થયું એમ સમજવું.

અંગ્રેજીમાં એક કહેવત છે કે,

"Well begun is half done."

અર્થ—શુરૂઆત સરખી થઇ એટલે અર્ધું કામ થયું જાણવું.

અલબત તેમ કરવામાં અનેક વિઘ્નો નડે છે, પણ ધીરજવંત પુરૂષ તેથી અકળાતો નથી. ઠરેલા કે ભૂખ્યા માણસને બળતું કરતી વખત પ્રથમ ધુમાડો બહુ સંતાપે છે. પરંતુ તાપ થયો કે પછી તેના અંગમાં હિમ્મત આવે છે.

"The success of a battle depends in a great measure on the prudence and vigour of the onset. So also a

judicious beginning of any other enterprise is a fair earnest of ultimate success." DR. BREWER.

અર્થ—એક લડાઈની ફતે મુખ્યત્વે પેહેલા ધસારામાં વાપરેલાં ડાહાપણ તથા જોર ઉપર આધાર રાખે છે. તેમજ દરેક બીજાં કાર્યમાં સવિવેક પ્રારંભ તે અંતે જય થવાનું સાફ બેઆનું (સૂથી) આપ્યા જેવું છે.

એમ તે ધીરજથી, તાકેલી વસ્તુઓને પોંહોંચવા સાધક ગુણોની સીડી માંડે છે. તેનાં પગથીઆં એકએકને મળતાં આવે છે. તથાપી તેમાં ક્રમ છે. પેહેલું મનન યા ધીરજથી વિચાર. (૨) દ્દઢ નિશ્ચય. (૩) સમયાનુસાર વર્ત્તણુક (સાવધાની). (૪) સમયસૂચકતા. એમ તે ક્રમે ક્રમે ચડે છે, તેમ વધારે સંભાળ ખપે છે. એવા નરને દુરંદેશી કહે છે.

## ૬. दृढ निश्चय.

એમ ધીરજથી ખૂબ વિચાર કરી, આ કામ શુધ્ધ છે એવી ખાત્રી થઇ કે તે પાર પાડવાનો "દ્દઢ નિશ્ચય" કરે છે. દ્દઢ નિશ્ચયવગર કોઇ કામ સરંજામ પોચતું નથી. એક ધચુપચુ મનવાળો માણસ આ કરૂં કે તે કરૂં એમ ખ્યાલજ કરતો રહે છે. ચિત એક છે, માટે તેને એકજ કામ સોંપવું તો ફતે પામશે. ડાકટર બ્રુઅર કહેછે કે—
" A ship blown by two winds is obedient to neither." એટલે એક વાહાણને બે પવન લાગવાથી તે કોઈની ચાલ ચાલતું નથી. " No man can serve two masters." મતલબ જે એક નોકરથી બે શેઠની નોકરી થઈ શકે નહીં. " Between two stools we come to the ground." યાને બે સ્ટૂલ ( માંચી ) ની વચે બેસનારો જમીનપર પડશે.

" He who hunts two hares, leaves one and loses the other." અર્થ—બે સસલાની પાછળ જે શિકાર વાસ્તે દોડે છે, તે એકને પણ નહીં પકડી શકે.

વાસ્તે ખુબ યાદ રાખવાનું છે કે એક દૃઢ નિશ્ચયવાળાનું મન એક સમુદ્રની અંદરના ખડક જેવું છે જે આવતી જતી લેહેરોથી જરા પણ ડગતું નથી અને તેવાજ મનવાળો હરેક કામમાં વિજય મેળવે છે.

---

## ૭. समयानुसार वर्त्तणुक.

એ પ્રમાણે તે એક ઠરાવ કરી સાવધાની પકડે છે. એટલે સમયને જોઇ ચાલવા માંડે છે. વખતે તાબેદાર થાવામાં પણ કચવાતો નથી.

### મસનવી.

નાસ જાહિરા ચો બીની બખતીઆર:
આકેલાં તસલીમ કરદંદ એખતીઆર: શેખશાદી.

અર્થ—તું હીણા માણસનું ભાગ્ય ખુલેલું અને તેને મરતબે ચડેલો જુએ ત્યારે તું દાનાવની પેઠે તેનો ફરમાંબદાર થઈ રહે.

### દોહરો.

ઠોર દેખકે હુજીએ, કુટિલ સરલ ગતિ આપ,
બાહર ટેઢો ફિરત હે, બાંબી સૂધો સાપ: વૃંદ.

એક બગલાને જુઓ કે તે કેવો દેશ, કાલ, સ્થિતીઉપર નજર રાખી શાંત થઇ બેસે છે. અને માછલું નજદીક આવ્યું કે ટપ પકડી લેછે. સારાંશ, તે ગાફલ નથી રહેતો. જરાક ગફલતથી કેટલું નુકસાન થાય છે?

" For want of a nail the shoe was lost.
For want of a shoe, the horse was lost.
For want of a horse the rider was lost."

અર્થ—એક ખીલાની ખામીથી નાળ નીકલી ગઇ. નાલની ખામીથી ઘોડો ત્રુટો પડ્યો: ઘોડાની ખામીથી સ્વાર માર્યો ગયો.

## ૮. समय सूचकता.

સમય સૂચકતાવાળો માણસ વિચાર કરી બેસી રહેતો નથી પણ હવે તે કામ પાર પાડવા શૂં ઉપાય લેવા, માટે સાવધાની રાખી તક જોતો બેસે છે. તે તકને હરગીઝ, હાથમાંથી જવા દેતો નથી. મહાવિદ્વાન શેક્સપીયર કહે છે કે,

"There is a tide in the affairs of men, which taken at the flood, leads on to fortune."

અર્થ—મનુષ્યોનાં કામોમાં પણ ભરતી ઓટ હોય છે. તેનો ભરાતી વખત લાભ લેછે તે દ્રવ્યવાન થાય છે. એટલે જેને બીજે પાર જવું હોય તે ઉતાવળો થાય તો ચીખલ વગેરામાં ચાલવું પડે. માટે જેવું પાણી ચડે કે પાર થઇ જવું. નહીં તો પાછું તે ઉતરી જતાં એટલીજ મેહેનત પડશે.

"Opportunity has hair in front, behind she is bald; if you seize her by the forelock, you may hold her; but if suffered to escape not Jupiter, himself can catch her."

અર્થ—તક ને વાળ આગળ હોયછે. પાછળ તો તેને ટાલ હોયછે. વાસ્તે તમે જો તેને આગલા ગુચ્છાથી પકડશો તો હાથ આવશે. પણ જવા દીધી તો (જુપીટર) દેવતાઓ પણ પકડી શકશે નહીં.

"Strike the iron, while it is hot."

લોઢું ગરમ હોય ત્યાંસુધી ટીપી લ્યો.

જે પાણી વહી ગયું તેથી જળચકી ચાલનાર નથી ગઇ વેળા હાથ આવતી નથી.

"Defer not tomorrow to be wise,
Tomorrow's sun to thee may never rise."

અર્થ—જ્ઞાન સંપાદન કરવાનું કાલ ઉપર રાખતો નહીં કાલનો સૂરજ જોવાનું તને ન પણ બને. (કોણે દીઠી છે કાલ).

"There is need of a sprightly and vigilant mind, to discern and lay hold on favourable junctures: a man must look before him, descry opportunities at a distance, keep his eye constantly upon them, observe all the motions they make towards him, make himself ready for their approach, and when he sees his time, lay fast hold and not let go again till he has done that which he aimed at doing." CHARRON.

અર્થ—અનુકુળ સંધીઓને ઓળખવા તથા ગ્રહણ કરવાને એક ચાલાક અને સાવધ મનની જરૂર છે. માણસે આગળથીજ જોતા રહેવું; તકને છેટેથી નજરમાં રાખવી, તેનાપર અડગ લક્ષ ચોંટાડવું; પોતા તરફ તેની આસપાસની સર્વે હીલચાલ ધ્યાનથી જોવી; અને જેટલે લાગ આવ્યો કે તલપ મારવી, તે આપણે જે ધાર્યું હોય તે બરાબર સાધીએ ત્યાંસુધી તેને હાથમાંથી સટકી જવા દેવી નહીં.

એમ તેને મનન (સુવિચાર) તથા પરિશ્રમની પાંખો આવી કે તે શિકાર વાસ્તે શૌર્યથી મેદાનમાં ધસે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. મનન અથવા ધીરજ સાથે વિચાર—મજબુત શુરૂઆત= ભુજની સ્થાપના તથા બીજાં શેહેરોની જગાની પસંદગી સાથે કેવા મજબુત પાયા નાંખી કામ લીધાં છે કે તે શેહેરો ઉત્તરોત્તર વૃધ્ધી પામી પાછળ વારસોને સુખ અને કીર્તિનાં કારણ થઈ પડ્યાં છે.

૨. દૃઢ નિશ્ચય—હરેક કામમાં માણસ આ ગુણવગર જય મેળવે નહીં. અને તેમણે ઘણાંક મહાકાર્યો સાધ્યાં છે માટે તેઓમાં આ ગુણ હતો એવું સ્પષ્ટ જણાય છે.

૩. સમયાનુસાર વર્તણુક (સાવધાની) એક મિથ્યાભિમાની, આ હલકાનો આશ્રય હું કેમ કરૂં એમ સમજે છે. પણ રાઓશ્રીએ અમદાવાદ જતાં જામ રાવળ પાછળ થયો હતો ત્યારે મેંઆણા ભીંઆની ઝુંપડીમાં આશ્રય લીધો હતો.

૪. સમયસૂચકતા—મોરબીના નવાબે મોરબી આપવા ના કહી, ત્યારે રૂધા જોશીને પોતાની તરફ કરી શેહેર હાથ કર્યું. બાદશાહ પાસેથી ઘણા દીવસ ટકી રહે એવી ચીજની કેવી ડાહાપણ ભરી માગણી કીધી!

---

## ૯. શૌર્ય.

આગળના સર્વે ગુણોથી અંકિત એવો જે મહાગુણ, તે શૌર્ય છે.

આ સુવર્ણ રત્નોરૂપી ફૂલોથી ભરપૂર પૃથ્વીનાં ફળ ત્રણ જણા વીણે છે.

૧ શૂરો. ૨ વિદ્વાન. ૩ સ્વામીભક્ત.

શૂરો બુધ્ધી તથા તન બળથી: વિદ્વાન વિદ્યાથી: અને નોકર શેઠની નોકરી કરી આબાદ થાય છે.

" No effeminate person shall inherit the kingdom of God." St. Paul.

બાયલાઓને સ્વર્ગની પ્રાપ્તી થનાર નથી.

ઔદાર્ય, ધીરજ, ડાહાપણ વગેરાં મોટા ગુણો કરતાં પણ શૌર્ય કાં વધે છે? કારણ કે તે ગુણોવાળા પોતાનું શરીર બચાવી પારકાનું ભલું કરે છે. પણ શૌર્ય—ખરૂં શૌર્ય સૃષ્ટીમાં સર્વથી વાહાલી ચીજ જે જીવ, તેની દરકાર ન કરતાં ઘણાકનું હિત થવા ઝુઝે છે. અને તેનો હેતુ સારો હોવાથી સિંહની પેઠે ઘણું કરી પેહેલી છલંગે-જ શિકાર પંજામાં લેછે. દૈવ, જે પોતાનો કાયદો ચુકતો નથી તે એકવાર તો શૂરને અનુકુળ થાય છે.

### કારણ.

૧. શૂર, વિઘ્નો જોઇ હિંમ્મત હારતો નથી.

૨. તે દ્દઢ નિશ્ચયનો, એટલે હું જીતીશજ એવું માનનારો છે. તેથી ખૂબ મેહેનત કરી વિજય મેળવે છે.

૩. જેના સામો તે જાયછે તે તેવા નથી, એથી તેઓ તેનાં શૂર-પણાંથી ડરી તાબે થાય છે.

૪. સ્પર્દ્ધિઓ હજુ વિચાર કરેછે, તેટલી વારમાં તો તે જોરથી ધસારો કરેછે.

૫. શૂરાતનની સાથે અસલ વિચાર, ચાતૂર્ય, અંગબળ વગેરાં કેટલીક સ્વાભાવિક બક્ષીસો હોયછે, જે તેના કામમાં બહુ મદદ કરેછે.

૬. અંધ શૂર હુરરર કરી પડે છે, અને ધચુપચુ તક જાય ત્યાં સૂધી વિચારજ કરે છે. પણ ખરો શૂર સુવિચારની સીડીથી ચડી સત્વર શિકાર હાથ કરે છે.

શૂર નરમાં પાણી કેટલું હોય છે તે જુઓ.

## કવિત.

સોહી શૂરવીર રૂપી રહે જાઇ રનમે:
સુનત નગારે ચોટ વિકસે કમલ મુખ
અધિક ઉછાહ ફૂલ્યો માઈહુ ન તનમે:
ફેરે જબ સાંગ તબ, કોઇ નહિં ધીર ધરે
કાયર કંપાઇમાન હોઇ દેખી મનમે:
ટુટકે પતંગ જેસે પરત પાવક માંહીં
એસે ટુટ પરે બહુ સાંવતકે ઘનમે:
મારી ધમસાન કરી સુંદર જુહારે શ્યામ
સોઇ શૂરવીર રૂપ રહે જાઇ રનમે. ૧

આવી જોરાવર મૂર્ત્તિથી દૈવ પણ જાણે ડરતું હોય નહીં? તેમ આવી બધું હાજર કરે છે.

મનુષ્ય તો બળવાનથી ડરે છે, કારણ કે સિંહ વાઘ મૂકીને માતાને બકરાનો ભોગ ધરાવે છે; પરંતુ મહાબલિષ્ટ પંચતત્વો પણ નિર્બળને સાહ્ય કરતાં નથી. તેઓ શૂરપાસે શિર નમાવે છે.

જ્યારે મોટી આગ લાગે છે, ત્યારે પવન તેમાં વધારો કરે છે, અને બિચારા દીવાને ઓલવી નાંખે છે.

લાકડું નબળું પડ્યું માટે પવન તેને ઉભું હોય તો ફગાવી નાંખે છે; પાણી તેને તાણી કાંઠે ફેંકી દે છે; અને અગ્ની તેને બાળી નાંખે છે; એમ બળીઆના જગતમાં બે ભાગ દેખાય છે.

અરે શૂરાતન, તું તે કેવો પદાર્થ છો તે મારાથી કળાતું નથી.

૧. શૂં તું પહાડ છો? નહીં: પહાડ તો ધરતીકંપથી ડોલે છે.

૨. શૂં તું પવન છો? નહીં: પવન તો ઘડીઘડીમાં ઘેલાની પેઠે વિચાર બદલાવે છે.

૩. શૂં તું પાણી છો? નહીં, નહીં: પાણીને તો બાંધવા માગે તો તે બંધાય છે.

૪. ત્યારે શું તું આગ છો? તે પણ નહી: આગને ઓલવવો હોય તો તે ઓલવાયછે.

જ્યારે તું કંપતું નથી, વિચાર બદલતું નથી, બાંધ્યું બંધાતું નથી, અને બુઝાવ્યાથી બૂઝતું નથી, ત્યારે તે તું શૂં છો? પણ નહીં. મોટા પુરૂષ પોતાના મોંથી બડાઈ કરતા નથી. મેં જાણ્યું કે—

તું સર્વ શક્તિમાન પ્રભુના હુકમથી તેના બનાવેલા પદાર્થોપર સરદારી ભોગવનાર પ્રાણીના મસ્તકપર બિરાજનાર મુકુટ છો.

## ઐતિહાસિક દ્રષ્ટાંત.

૧. એક પંદર વર્ષના મોસર ફૂટ્યા વગરના જુવાને અમદાવાદમાં વાઘને સાંગના ઝપાટાથી મોઢું ફાડી પીઠપર ચિતો ફગાવ્યો, અને "રાવ"નો કિતાબ મેળવ્યો.

૨. મોરબીના ધોરીએ જરા મિજાજ કીધો તો તેનાપર યુક્તિ કરી ગાદીપરથી નીચે ઢોળી પાડી પોતે વિરાજમાન થયા.

૩. જામ રાવળ કચ્છમાં એક વિક્રાળ વાઘની પેઠે ગરીબ પ્રાણીઓને પીડતો હતો તેની પાછળ પડી તેને પૂંછડું અંદર ખોસાવી પરશે પાર નસાડ્યો.

૪. સૂવર, રીછ, બઘાડ, અને શિયાળ જેવાં વનમાં ભરાઇ પશુઓને મારેછે, તથા દુઃખ કરેછે, તેવા લબાડ લુંટારાઓનાં કેટલા-

કનાં મૂળ ઉખેડી, તથા કેટલાએકને નસાડીને તે જગામાં કચ્છના કેશરીએ ભુજનો કિલ્લો બાંધ્યો.

૫. વીરપણું તો તેના અંગમાં રાતનું અંગ સાથે પણ સૂઇ નોતું રહેતું. ધ્રોળના જશાજીએ અંતકાળે એક ચારણ સાથે સાહેબજીને માત્ર રામરામ કહેવરાવ્યા હતા. તેનો અર્થ રાઓશ્રીએ એવોજ કર્યો કે ભાઇ તમે શું સમજ્યા? જશોજી પોતાના શત્રુનું વેર લેવા માગેછે; માટે ચડી જાઓ. અને સાહેબજીને હળવદ મોકલી રાયધરજી સાથે ખૂબ ઝપાઝપી કરાવી.

૬. તેમણે અંજાર તથા માંડવી શેહેર વસાવ્યો; અને એવી શય બેસારી કે તેનું નામ સાંભળતાં શત્રુ થરથર ધ્રુજતા અને રૈયતને કોઇ મોટાં કામમાં બળ કે શૂરાતનનો ખપ પડે ત્યારે "જીએરાજીએરા" ના પોકાર કરે કે તેનાં નામથીજ અંગમાં હજૂ પણ શૂરાતન આવેછે.

૭. રાઓ શ્રીખેંગારજીમાં બીજા કેટલાએક ગુણો હતા જેવા કે—૧ ઔદાર્ય. ૨ પ્રત્યુપકાર તથા દુષ્ટને દંડ. ૩ પ્રમાણિકપણું. ૪ સંતોષ વૃત્તી. ૫ હિંદુશાસ્ત્ર પ્રમાણે છ રાજ્યગુણ. ૬ વફાદારી. ૭ દાનાઇ: (વિવેક).

## ૧૦ औदार्य.

દયા, એ ઇશ્વરનો ખાસ ગુણ છે. તેની નકલ કરવાથી માણસમાં પણ ઐશ્વર્ય આવે છે. તે જેનાપર કરવામાં આવે છે, તેને તથા કરનાર બંનેને સંતુષ્ટ કરે છે.

"It droppeth as the gentle rain from Heaven, upon the place beneath." SHAKESPEARE.

અર્થ—તે વર્ષાદની પેઠે ઉપરથી નીચેની જગા ઉપર સુકુમારતાથી પડે છે. એટલે ઉંચા દરજ્જાવાળા નાહાના લોકો ઉપર દયા વરસાવી તેમને સુખી કરે છે.

" Examples of justice must be made for terror to some, but examples of mercy should not be wanting as a comfort to others ; the one procures fear and the other love."
LORD BACON.

અર્થ—ઇનસાફપર અમલ કરી કેટલાકોને દેહેશત ઉપજાવવી જોઇએ છે. પણ કરૂણા દરશાવી બીજાઓને આરામ કરવાની થોડી જરૂર નથી; પેહેલી રીતથી ભય, અને બીજીથી પ્યાર ઉત્પન્ન થાય છે.

આ ઉત્કૃષ્ટ ગુણ ઉદાર એટલે મોકળા મનના પુરૂષોમાંજ વાસો કરેછે. ક્રૂર અને લોભીથી તે નાશતો ફરેછે. ગરીબપર ઔદાર્ય, તે ઇશ્વરપર કરજ છે. અરે! ધન્ય છો તમે ધરણીપરના મહાપુરૂષો, કે જેમાં આ ઇશ્વરી ગુણ રહ્યો છે. તમારા વગર આ પૃથ્વી માણસોને રહેવા લાયક બિલકુલ થાત નહીં. સર્વે પ્રાણીમાં શ્રેષ્ઠ મનુષ્ય, તેમાં જ્યારે બંધુજન ભાવ નહોય, ત્યારે બીજા કેમાં આશા રખાય? કેમકે બાકીના પદાર્થો તો સર્વે બુધ્ધી વિહીન છે. માટે હે મારા પ્યારા ભાઇઓ! આ અમૂલ્ય ઇશ્વિરી ગુણ ધારણ કરી મહાત્મતાને પોહોંચો.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧ તખ્તપર બેસતી વખતે તેઓએ ગરીબ ગુરબાંને બહુ આપ્યું છે.

૨. લાખીઆર વીયરો વગેરે ઘણાંક ગામ ચારણ ભાટોને દાનમાં આપ્યાં છે.

૩. અલીઆજી તથા હોથી નોંઘણજીને સાપર સલ્હા સારૂં મુક્યા હતા. ત્યારે તેના માલિક જામ અબડાએ દગાથી અલીઆજીનો પ્રાણ લીધો. આ ખબરથી તેને શાસન કરવા રાઓશ્રી સાપર ચડી ગયા. પણ અબડો આવી પગે પડ્યો. તેથી તેને જીવત દાન આપ્યું. જુઓ ક્રૂર શૂરા નરથી આવી મહાત્મતાનું કામ થાય?

## ૧૧ પ્રત્યુપકાર તથા દુષ્ટને દંડ.

"ધર્મો જય અને પાપો ક્ષય" એ સ્વાભાવિક કાયદો છે. તેને અનુસરીને આપણે આપણાપર પરોપકાર કે અપકાર કરે તેનો યોગ્ય બદલો વાળવો એ ન્યાય છે. તેમ કરશું તો આપણે કદરદાન કહેવાશું.

### દોહરો.

સાંચ જૂઠ નરનેં કરે, નીતિ નિપુન જો હોય;
રાજહંસ બિન કો કરેં, છીર નીરકું દોય. વૃંદ.

તેમ ન કરવાથી આપણે બેકદરનું પદ મેળવશું.

### श्लोक.

यस्मिन रुष्टे भयं नास्ति तुष्टे नैवधनागमः
निग्रहानुग्रहोनास्ति, स रुष्टःकिंकरिष्यति. १

વૃધ્ધ ચાણાક્ય.

અર્થ—જે માણસ ગુસ્સો થાવાથી ભય, અને રાજી થાવાથી કાંઈ લાભ કરી શકતો નથી; જેને પાસે કે દૂર કરી લેવાનું સામર્થ્ય નથી, તેના કોપથી શું થાવાનું છે?

પ્રત્યુપકાર વિષે—એક નદી જેમ પોતે દરીઆના પાણીથી ભરપૂર થઇ તે પાછું દરીઆને આપેછે: જેમ એક ગાય માણસ મેહેનત કરી ખવરાવેછે તેને મિષ્ટ દૂધ પાછું આપે છે તેમ એક કૃતજ્ઞી માણસ પોતાનાપરનો ઉપકાર ભૂલતો નથી. કદી તેનો બદલો વાળવાનું તેનાથી બનતું ન હોય તોપણ તેના એહેશાનના લેખ પોતાના અંતઃકરણમાં ઉંડા કોતરી મૂકે છે. અને અંગમાં ફરતાં લોઇના લાલ પ્રવાહથી ચડતી અને ઉતરતી વેળ તેને બિલકુલ નાબૂદ કરી શકતી નથી.

કૃતજ્ઞી માણસનું દિલ એક ફળદ્રુપ જમીનના જેવું છે જેનાપર વરસાદ થવાથી લીલી છમ થઇ રહે છે. અને કૃતઘ્નીનું મન એક

રેતીના મેદાન જેવું છે. જે પડતાં પાણીને ચુંશી લઇ પાછું પોતે કોરૂં ધાકોર રહે છે.

બને ત્યાં સુધી અહંકારી અને લોભીના હાથનો એહેશાન લેવો જોઇતો નથી, સબબ પેહેલો કરે તેનાથી વધારે કહે છે. અને બીજો વાજબી બદલાથી સંતોષ પામતો નથી.

એક ગ્રહસ્થે એક ડાહ્યા શખ્સને પૂછ્યું કે તું દરરોજ સાત રોટલી લે જાય છે તેનું શું કરે છે? તેનો જવાબ તેણે એવો વાળ્યો કે એક હું રાખી મુકું છું: એક વાવું છું: એક ફેંકી દૌંછું: બે પાછી આપું છું. તથા બે ઉધારી દૌંછું. એમ કહેવાનો તેનો અભિપાય એ હતો કે—જે તે રાખતો, તે પોતે ખાતો: વાવવું તે ગરીબને આપતો: ફેંકી દે તો તે સાસુને આપતો: બે પોતાંના છોકરાને દેતો તે ઉધારી: તથા મા બાપને એકેક આપતો તે પાછી આપ્યા જેવુંજ કહેવાય.

હે પરવરદેગાર! તું અમોને એકવાર એવો વખત આપ જે અમારા ઉપર ગુણ કરનારાઓનો બદલો વાળીએ. જેથી અમારી છેલ્લી આંખ વીંચાવાને સમયે તેઓ જોવા આવે ત્યારે તેને જોઇ શરમથી અમારે વેહેલી આંખ વીંચવી ન પડે.

## ઐતિહાસિક દ્રષ્ટાંત.

૧. જામ રાવળ રાઓશ્રીની પાછળ થયો હતો ત્યારે તે ભીંઆની ઝુંપડીમાં સંતાયા હતા. તે શખ્સને ઘણું નુકસાન થયું. પણ રાઓશ્રી મુલ્ક માલિક થયા. ત્યારે તેને ગામ બાર આપી દરજ્જો વધાર્યો અને તેના વંશજોને ત્યારથી કાઢની શિક્ષા માફ કરી.

૨. છછર બુટો બહુ વફાદાર નોકર હતો તેનો બદલો ગામ સાત દઇ વાળ્યો.

૩. ગોરજી માણક મેરજીએ તેમને અંતઃકરણથી આશીશ આપી, સુકનો કહ્યાં હતાં; માટે બાર ગામ, ઉપાધ્યાયની પદવી, ઉમદા મકાન, અને કચેરીમાં મિસલ આપી.

૪. જોશી રૂઘા તથા કાળાને મોરબી તાલુકામાં ખાખરડો, તથા

કાળાસરી આપ્યો છે; કારણ કે તેણે મોરબી શેહેર કબજે કરવામાં મદદ કરી હતી.

૫. દેસરાની સુતારણે શીરામણ આપ્યું હતું; માટે તેને બહુ મોટી રકમ આપી.

૬. બુટા છછરને ખરીદનારાઓને તેના ઉપર કૃપા બતાવી હતી તેમને ખૂબ રાજી કર્યાં.

૭. નરહર પંડ્યાને તેનાં ભવિષ્ય વાસ્તે સારો ગરાસ, તથા અંજારમાં એક ઘર જેટલી જગા આપી.

દુષ્ટને દંડ—હે પરમાનંદ પ્રભુ! દુષ્ટોને પણ તેં પેદા કીધા છે, એમ તો ન કહેવાય, પણ નજરે પડે છે તે વગર કારણે નહીંજ હોય. કારણ, તારી બનાવટમાં કોઈ પદાર્થ નિરૂપયોગી જોવામાં આવતો નથી. ભુંડાઓનાં કામોથી ભલાઓની વધારે કદર થાયછે. જેમકે લોભીથી ઉદારની: અફીણથી સાકરની: નિર્ગંધ કેસુડાંથી સુગંધી ગુલાબની: લીમડાથી આંબાની: બાવળથી વડની: વાઘથી ગાયની: એમ દુર્જનથી સજ્જનની પિછાન થઇ સૌજન્ય વધારે પ્રીય થાય છે.

દુર્જન યા દુર્વ્યસનનું રૂપ મને તો બહુ બીહામણૂં તથા અણગમતું લાગે છે.

## ઈંદ્રવિજય છંદ.

ઘાત અનેક રહે ઉર અંતર, દુષ્ટ કહે મુખસેં અતિ મીઠી:<br>
લોટત પોટત વ્યાઘ્રહી જ્યોં, નિત તાકત હેપુનિ તાહિકી પીઠી:<br>
ઉપર તેં છિરકે જલ આનસુ, હેઠ લગાવત જારી અંગીઠી:<br>
યામહિં ક્રૂર કછૂ નહિં જાનહુ, સુંદર આપની આંખિની દીઠી. ૧

દુષ્ટની સોબતથી શાહાજોગ માણસને પણ દાગ લાગે છે. વાંસના વનમાં જ્યારે વાંસ ઘસાય છે, ત્યારે અગ્ની ઝરવાથી બીજાં ઝાડો પણ બળી જાય છે. વઘારણી સાથે સુગંધીફૂલે પણ તેની વાસ લે છે. લોહારની દુકાનમાં જઇ બેસે તો કપડાં કાળાં થાય.

દુષ્ટની સોબત તો ખરાબછે. પણ તેનાં દર્શન પણ દુ:ખકારીછે.

"Vice is a creature of such hideous mien,
That to be hated needs but to be seen,
Yet once beheld familiar with her face
We first endure then pity then embrace."

POPE.

અર્થ—દુર્ગુણ એક એવા વિક્રાળ રૂપનું પ્રાણી છે કે તેને ધિઃકારવા સારૂં પ્રથમ તો તેને જોવાની જીજ્ઞાસા થાય છે. પણ તેને એકવાર જોયો કે પછી તે પરિચિત થાય છે; અને તેથી તેને નઠોરવાનું બંદ કરીએ છીએ; પછી તેની હાલત ઉપર દયા આવે છે, અને તેમ થાતાં પછી તો આપણે તેનું આલિંગન કરીએ છીએ.

આ વિચાર તે મહાન કવીના બહુ સાચા છે. દારૂ, અફીમ, માંસ વગેરાંને ફક્ત વારંવાર જોવાથી; તથા ખુની, વ્યભિચારી, ચોર, નિંદાખોર, નિર્દય, આપસ્વાર્થીની સાથે માત્ર વાત કર્યાથી ઘણાક દુર્વ્યસની તથા દુષ્ટ થઇ ગયા છે. પછી તેઓ જે આચરણો કરે છે તે પ્રભુ મર્યાદામાં રાખે! વાસ્તે લાજમ છે કે એવાનાં તો દર્શનજ ન કરવાં. પરંતુ બને તો સમર્થોએ તેને જડમૂળથી ઉખેડી નાંખવા.

## દુષ્ટને સંહારવા વિષે ચોપાઈ.

સૃષ્ટીમાં કોઈ સંગત કાજ, કોઇ આવશે જાણી ખાજ;
ભલા બુરાનો કરી વિચાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૧
કુટિલ કુટેવ વિરૂપાં થાય, કેવાં છે તે જોવા જાય;
રૂસે સ્પર્સ સ્વાદે જોનાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૨
પાપીનો વધશે નહિં વંશ, વધ્યો કદી થાશે વિધ્વંશ;
હય સમ વાધ નહિં વિસ્તાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૩
અર્થ સાધવા નમશે અતી, નમી કમાન કરે શું ગતી;
પ્રથમ ન રેજે બેદરકાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૪
નદી મૂળ ઝરતી તું જોય, ચાર વર્ષનું ચાંપે કોય;
રાક્ષસનો પાછળ શું ભાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૫
અદભુત કદનાં ચીરે અંગ, ફાચર જયારે કરશે સંગ;
ઝીણી ધાર કરે શો માર, સઘ દુષ્ટનો કર સંહાર. ૬

રોગ શુરૂથી સ્હેલ કપાય, જોર કરેથી અંગ ઘસાય;
અંતે વૈદ્ય કરે શું વાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૭
વડનું વૃક્ષ ફુટેલું ભાળ, અંકુર ઉખડે તો તતકાળ;
વધ્યું દૈત્યથી નહિં નમનાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૮
પાણીથી ત્રુટી જે પાળ, સંધાશે જલદી સંભાળ;
ફાટી દેશે મેહેનત ચાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૯
અલ્પ અગ્નિનો તણખો એક, ભૂંસી નાંખો એજ વિવેક;
ઘાણ કરે ફેલ્યો અંગાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૧૦
વ્યાલે મૂક્યું ઇંડું જોઈ, કચરી નાંખે સત્વર કોઇ;
અજગરથી જન બહુ બીનાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૧૧
માટે હવે ન બોલું બોલ, આ દૃષ્ટાંતોથી કર તોલ;
શત્રુને નબળો નહિં ધાર, સઘ દુષ્ટનો કર સંહાર. ૧૨

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. જામ રાવળને દેશમાંથી નસાડ્યો.

૨. એક વિક્રાળ સિંહ, જે અમદાવાદની પડોશમાં વિનાશ કરતો હતો, તેને માર્યો.

૩. મોરબીના ધોરીઓની શિરજોરી તોડી નાંખી નવાબખાનને મારી નાંખ્યો.

૪. મારવા આવનારા પટાવતોનો પ્રાણાંત કર્યો.

૫. ઘણાક લુટારા, તથા ચોરોને મારી વસ્તીને નિર્ભય કીધી.

---

## ૧૨ प्रमाणिकपणुं.

સત્ય એ ઇશ્વરનું તત્વ છે. તે અચળ, એકરંગી, અને નિર્વિકાર છે. સત્યને આકાર નથી, પણ તેથી સઘળા સૃષ્ટિજન્ય પદાર્થો પોતપોતાને માર્ગે ચાલેછે, તથા ઉભા છે. અંતઃકરણમાં જે સત્ય હોય છે, તે બહાર વ્યવહારમાં કરી બતાવવું તેને પ્રમાણિકપણું, અથવા ચોખો વ્યવહાર કહે છે.

A man who is just and honest in every transaction of life, will be more likely to succeed than the most artful knave, even although his deeplaid schemes escape exposure. Dr. BREWER.

અર્થ—મહા તર્કટી દગાબાજ, કે જેના ગહન વિચારોની કલ પણ ન પડે, તેના કરતાં જે માણસ દુનીઆના દરેક કામમાં ન્યાયી ને પ્રમાણિક છે, તેને ફતે પામવાનો વધારે સંભવ છે.

એક શુધ્ધ અંતઃકરણવાળો માણસ ન્યાયી હોવાથી પારકા સ્વાભાવિક હકો, પારકી મિલ્કત, પારકી પ્રતિષ્ઠાનો તેમને ઉપભોગ લેવા દેવામાં લેશ માત્ર વિઘ્ન કરવાની કલ્પનાજ કરતો નથી. તેમ તે વાતો પોતાને પ્રાપ્ત થાવા અઘટિત ઉપાયો લેતો નથી. તે પોતાના માનવ ધર્મ ઉપર અને વચન આપવા તથા પાળવામાં અતી સાવધ રહી સંસારનાં સર્વે લેવડ દેવડનાં કામમાં ચોખો રહેછે.

ખોટાં વચન આપનારો કે ડોળ ઘાલુ માણસ પ્રથમથીજ ફાવતો નથી. પણ કદી એકવાર ફાવ્યો તો પાછળ કોઈ તેનો વિશ્વાસ કરતું નથી.

એક કાગડો મોરનાં પીંછાં ખોશીને તે સુંદર પક્ષીના મંડળમાં પેઠો. શુરૂઆતમાં તો તે ન ઓળખાયો. પણ કુદકા વગેરેનાં આચરણ કરતાં પકડાયો, તેને મોરોએ પીંછાં કાહાડી હાંકી દીધો.—

ઇસપ.

ધાતુ ઉપર ધૂંસ દીધેલો કેટલી વાર રહે? પીતળ સોનાં જેવું દેખાય, પણ અગ્નીમાં મુકયું કે કાળું પડી જાયછે. સત્ય એક રંગીછે, તે દુઃખ તથા સુખમાં સરખું રહે છે.

ત્યારે ઓ મહાપુરૂષ, તું એવા ગુણઉપર મોહ પામ્યો હો તો ઉંધા રસ્તા મુંકી સરલ રસ્તે ચાલવા માંડ. કપટ કરવાથી પણ તારી મતલબ પાર ન પડી તો લોકો તારાઉપર ખડખડાટ હસશે. ફેલનો પડદો અંતે તો ઉઘડશે. ત્યારે બધા લોકોનાં મોહોડાંમાંથી તું ઠગ છે, એવા શબ્દો સાંભળીશ. અને તારા તરફ તે આંગળી બતાવી તારી મશ્કરી કરશે.

૬

માટે પ્યારા ભાઇ, "સચ ત ઉભી નચ" "સાચને કદી ન લાગે આંચ," એ સાદી કહેવતો પ્રમાણે તારી જીંદગીનો વ્યવહાર રાખ, કે ચિતશાંતિ મેળવવા તું સમર્થ થા.

The happiness of humankind
Consists in rectitude of mind. COTTON.

મનુષ્ય જાતનું સુખ અંતઃકરણની સરલતામાં રહ્યું છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. મેઆણા ભીંઆને, ગોરજી માણક મેરજીને, લાખીઆર વીયરાની સૂતારણ જેને રાઓશ્રીએ વચન આપ્યાં હતાં તે પાળ્યાં. મહાન પુરૂષો જીવ જાય પણ વચન ખુએ નહીં. જુઓ પાને ૩૭.

---

## ૧૩. संतोष वृत्ती.

માણસ કપાળમાં તિલક કે વિભૂતિ લગાડી, યા ગળાંમાં માળા પેહેરી, કે હાથમાં કૂલો, અગરબતીની અડાળી લઇ મોટે અવાજે પાઠ કરનાર ઇશ્વરનો ખરો ભકત છે, એમ કદી જાણવું નહીં. એ તો ડોળ છે. પણ જેનાં આચરણ મન, વચને, તથા કર્મે શુધ્ધછે તેને ખરો પ્રભુનો સેવક જાણવો.

તે સારી પેઠે જાણે છે કે જગતકર્તા પ્રાણીને સુખ દુઃખ હમેશાં આપતો નથી. સબબ સદા એક સ્થિતિથી પ્રાણીને દુઃખ સુખની કાંઇ બુઝ રેહેતી નથી. હમેશાંનો સુખી મગરૂબ અને મુરખ રહેશે. અને સદાનો દુઃખી ચીડાએલ ને વખતે નાસ્તિક બની બુરાં કામો પણ કરે. તેથી—

Night followed by day, and day by night.

અર્થ—રાત્ર પછી દીવસ, અને દીવસ પછી રાત્ર થાવાનો નીયમ ચાલુ રાખ્યો છે.

માણસ કેળવાયલ નથી તો શું થયું? પણ તેનામાં ખરૂં ખોટું સમજવાની દયાનત હોય છે તો, આ શુધ્ધ કામ છે, એવો નિશ્ચય કરી તે કરે છે. પછી તે પાર ન પડ્યું તો શોકમાં નિમગ્ન થઈ ચિંતાની ચિતામાં ધસી પડતો નથી. ડૉકટર બ્રુઅર કહે છે કે—

Great solicitude about the future shows a want of confidence in God, who has promised saying, "I will never leave thee nor forsake thee."

અર્થ—ભવિષ્ય વિષે અતી શોચ કરવાથી આપણને ઈશ્વિરમાં વિશ્વાસ નથી એવું સાબીત થાયછે. કારણ કે તેણે વચન આપીને કહ્યું છે જે "હું તને છોડી કે ત્યાગ કરી દેનાર નથી."

લાંગ ફેલો નામનો એક અંગ્રેજ કોઈ વાતે નિરાશ થાતાં કંકાસ ન કરવા એ લીટીમાં બહુ સરસ ઉપદેશ કરે છે.

Be still, sad heart, and cease repining
Behind the clouds the sun is shining.

### દોહરો.

ધર ધીરજ બેચેન દિલ, કદિ કર નહિં કંકાસ;
આ વાદળ પાછળ રહી, દિનકર કરે પ્રકાશ. ૧

અરે અવિશ્વાસી પ્રાણી, જે સૃષ્ટીપાલક કરતા કીડીને કણ, અને હાથીને મણ આપે છે તેવા પ્રાણી કરતાં તું શ્રેષ્ઠ, તેની ખબર તે નહીં લે? કવી ટામસન જે કહે છે તે ઉપર તું પૂરૂં લક્ષ દે.

· If ceaseless thus the fowls of heaven he feeds,
If upon the fields such lucid robes he spreads,
Will he not care for thee? ye faithless say?
Is He unwise? or are ye less than they?

### માલિની છંદ.

અગણ ખગ તણું જે ખાન સંપૂર્ણ આપે;
સરસ જમિનને શૃંગાર દે જે અમાપે:

સમજ નહીં શું તમાં? નષ્ટ બુદ્ધિ વિલાપે?
સમ દરશી નથિ તે કષ્ટ તારાં ન કાપે?—૧

આવા ગૌરવતાના વિચાર પત્થરને પણ પીગળાવી ઈશ્વરમાં આસ્થા રખાવવા શું બસ નથી?

કદી આવા આસ્તિક પુરૂષે માથે લીધેલું કામ પાર પડ્યું તો તે આનંદમાં ગરકાવ થતો નથી. સબબ તે સમજે છે કે તે કેટલી વાર સૂધી ટકવાનું છે? વસ્તુ માત્ર અસત્ય છે. એક પ્રભુનું નામ સત્ય છે. એક કવિ કહે છે કે—

### કવિત.

કબહૂંક બાગ હાથ બાજતે નગારે સાથ
કબહૂંક પાંઉ પ્યાદે શિરબોજ સહીએ;
કબહૂંક મેવા મિશરીકી અજીરન હોત,
કબહુંક મુઠી ભર ચુનગો ન લહીએ:
કબહુંક આપ ઘેર ભીર ભઇ ભીખારીઓંકી,
કબહુંક આપ જાઇ પરદ્વાર ચહીએ:
હારીએ નહિમ્મત બિસારીએન હરીનામ,
જેહી બિધ રાખે રામ તેહી બિધ રહીએ. ૧

આવી વૃત્તી ધરાવનાર મનુષ્ય તો જીવન મુક્ત છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. જામ રાવળ મારવા આવ્યો ત્યારે વીંઝાણમાં માશીને ઘેર સંતાયા હતા. ભૂખ લાગી હતી ત્યારે જારનો ડુમરો તથા દહીં ખાંઇ રહ્યા હતા. એમ ઘણીવાર ઉપવાસ વગેરે મહાકષ્ટો વેઠયાં હતાં. પાછળથી તેઓ રાઓ થયા તથાપી કોઈ પાસે દિલગીરી કે અહંકારની વાત કરી નથી. પરંતુ છછરબુટે તેના વફાદાર નોકરે એકવાર એ વાત કાહાડી તેને પોતે જે બોધ કર્યો છે તે બહુ અસરકારક છે.

## ૧૪. छ राज्यगुण.

રાજનીતિમાં રાજાઓને આ છ આચરણો રાખવા કહ્યાં છે.
૧ સંધી. ૨ વિગ્રહ. ૩ યાન. ૪ આસન. ૫ દ્વૈધીભાવ. ૬ સમાશ્રય.
આ ગુણો રાઓશ્રીમાં સંપૂર્ણ રીતે હતા.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. સંધી (મૈત્રી) એકદમ બધું ખાવાથી પચશે નહીં. માટે વેચી ખાવું. અને બધા સાથે તોડવું સારૂં નહીં. મૈત્રી પણ બહુ કામની છે એવું સમજી જે મુખીઓએ જામ રાવળનું ઉપરીપણું કબુલ રાખ્યું હતું તેઓને કહ્યું કે એ સંબંધ તમે મારી સાથે રાખો તો હું તમારા ગરાસ તમોને આપું. અને તે તેઓ કબુલ થાતાં તેમ કર્યું.

LIEUT. RAIKES.

૨. વિગ્રહ (બિગાડ) જે નમાવવા જરૂર પણ ન નમ્યા તેની સાથે બિગાડ કરી જીત મેળવી. જેવા કે મોરબીનો નવાબ, જામ રાવળ, કેટલાએક લૂટારા વગેરાં.

૩. યાન (ચડી જાવું) મોરબી સાપર વગેરાં બીજાં શેહેરોપર લશ્કરથી ગયા હતા.

૪. આસન (ઠામે રહેવું) એકવાર સાપરના દેદા ઉપર અલીઆજી તથા હોથી નોંઘણજીને મુંકયા હતા. સિંધના અમીર મિરજાં ઇશાએ શહાજાદા ગાજીખાંને કરમભાગ બરાબર ન આપવાથી મજકુર શાહજાદે રાઓશ્રીની મદદ માગી હતી; તે વાસ્તે તેમણે સાહિબજીને મુંક્યા હતા. હળવદના રાણા રાયસંગજી પર જસાજીનું વેર લેવા પણ સાહિબજી ગયા હતા. એમ ઘણું કરી સાધારણ કામ વાસ્તે બીજાને મૂકી પોતે તખ્ત શેહેર મુંકતા નહીં.

૫. દ્વૈધી ભાવ (ફૂટ કરવી) જોશી રૂઘાની મદદથી એટલે નવાબ સાથે ફૂટ પાડી મોરબી લીધું.

૬. સમાશ્રય (બીજાનો આશ્રય કરવો) અમદાવાદના પાદશાહ મહમદશાહનો આશરો લઇ મોટી ફોજથી કચ્છ મોરબી હાથ કર્યાં.

अंतीक करजो शूर एवा काम आवे जेमरे. છછરબુટા જેવા શૂરા અને વફાદાર હજૂરી રાખવા.

## ૧૫. वफादारी.

માણસ, તારે ખાત્રી પૂર્વક યાદ રાખવું કે ચાકરી વગર ભાકરી નથી. ઉદ્યોગ કરવો એતો સૃજનારનો ફરમાવેલો હુકમ છે. કોઇ સ્વતંત્ર રહી, એટલે પ્રભુની આપેલી બક્ષીસો (નીમક) વાપરી તેની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તે રાજા કે વ્યાપારી; તથા કોઇ પરતંત્ર રહી એ લોકોની નોકરી કરી વફાદાર રહે છે તે રૈયત; એટલે રાજા તે સ્વતંત્ર, પ્રતાપી પરમેશ્વરનો વફાદાર નોકર છે. અને તું તે પુ-ણ્યશાળી પુરૂષોની સેવા બજાવી પ્રથમ તારા શેઠનો, અને પછી પ્રભુનો પ્રીય થાઇશ. માટે તારે તાબેદારી કરવામાં જરા કચવાવું નહીં. તારે જાણવું કે મારાં શરીરની મેહેનત કે વિચાર શકતી, એ જેનું હું નીમક ખાઉં છું તેને વેચાતાં આપ્યો છે. વાસ્તે તે વેચા-તી લીધેલી ચીજ મરજીમાં આવે તેમ વિવેકથી વાપરવા મુખ્તાર છે.

નોકરીમાં વફાદારી બતાવવી એમાં મોટી પ્રતિષ્ટા છે. તું તારા શેઠની આજ્ઞા પાળવામાં સદા તત્પર રહેજે. તને તારા કસુર વાસ્તે તે ઠપકો આપે તો તે શાંતીથી સહુન કરજે. જ્યારે તારો વખત તથા મેહેનત (તે તને પગાર આપે છે માટે) તેનાં છે, ત્યારે તેને ઠગીને અંગપકાઇ નહીં કરે તો, કદરદાન શેઠ તારી સેવાનો બદલો વાળશેજ દુ:ખના વખતમાં તેને છોડતો નહીં. કારણ તારી વફાદારી અજમાવવાનો સમય તે છે.

### દોહરો.

સેવક સોહી જાણીએ, રહે બિપતિમેં સંગ;<br>
તન છાયા જ્યોં ધૂપમેં, રહે સાથ એક રંગ. ૧ વૃંદ.

કામ પડે ત્યારે જીવને પણ વાહલો નહીં કરે તો તું ઉંચા કુળનો બાળક છો એવું જણાશે. શરીર પડ્યું તેથી શું થયું? આત્મા તો અમર છે. એવી હિમ્મતથી તું ચાકરી કરશે તો તું રંકમાથી

મોટો શેઠ પણ થાઇશ. અને પાછળ તારૂં નામ બહાદુરોની ટીપમાં નોંધાશે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. સર્વેના માલિક જગદાધાર નારાયણના રાઓશ્રી વફાદાર સેવક હતા. એ તેમણે હરેક કામમાં તેની આજ્ઞા પાળી છે તેથી, તથા છછર સાથેના સંવાદથી જણાય છે.

૨. છછરબુટો રાવના ઘરનો તેવોજ નોકર હતો. તે રાઓશ્રી અમદાવાદ ગયા ત્યાંથી કચ્છમાં આવી રાજ્ય કર્યું ત્યાં સુધી રાઓ-શ્રીની સાથે વિપત્તિમાં ભાગીઓ હતો. રસ્તામાં પૈસાની તાણ પડતાં અનેક વાર વેચાયો હતો. એકવાર રાઓ પોઢ્યા હતા અને પોતે જાગતો હતો. ત્યારે એક હરામખોર સાથે લડી તેને કતલ કર્યો હતો. આ કામ તેણે માત્ર જામ રાવળનો તે જાસુસ છે, એવું તેની બોલીપરથી જાણી કર્યું હતું.

૩. તે સ્વાર્થથી નહીં; પણ પ્રીતથી સેવા બજાવતો હતો. તેની ચાકરીના બદલામાં રાઓશ્રીએ સાત ગામ આપ્યાં હતાં ત્યારે તે-મની વચ્ચે આ નીચે ચાલેલો સંવાદ તેની નિસ્પૃહી ચાકરી સિધ્ધ કરવા અર્થસાધક છે.

## સંવાદ.

છછર—બાવા, મું મથે ઇતરી મેરભાની કુલા કી ખપે? આંઉં ત આંજો કુત્તો અઇઆં. સે આંજો વધ્યો સધ્યો ખાઇ રાજી રેંધસ.

રાઓશ્રી—ઇં કીં ચએંતો છછર. તું ત મુંજી ઢાલ થઇને મુકે કમ આયો અઇએં. આંઉં બરાબર ભાઇઆંતો કે તો કીં લાલચસેં કમ નાંઈ કયો. ત પણ આંઉં ઇં ન કરીઆં ત માડુ મોકે કુરો ચોંધા, ચોંધા જે ઇ તાં બેકદર હુઓ.

છછર—ઘણી ખમાંઃ આંજે નાંકે ખોટ અચે એડો કમ આંઉં કડે ન કરીઆં. તડે મુકે આંઈ જિકો ડિનાં સે મથે ચડાઇઆંતો. (જરા વિચારમાં પડીને તથા નીસાસો ખાઇને) જીએ ધણી, આંકે પણ મેહેનત પી આય ન ?

રાઓશ્રી—વા! ભલા માડુ વાહ! નીસાસો કુલાય વિઝેં તો? જડે માડુ નીસાસો વિઝે, તડે ઇં ડિસાય તો કે ઇ હાણે કમ કંધે થકો આય. હુંજા ત પાંકે ઝિઝો કમ કે જો આયે. મોત સામું અચી ઉભે ત પણ નીસાસો વિઝજે?

છછર—જીએ ધણી ભુલોસ. અસીં ત કુત્તા અઇયું તેમેં કીં સાવજ જેડી હિમ્મત હુએ? પણ મું ત સેજ ગાલ કેઇ ડુખજી.

રાઓશ્રી—માડુ જડે મિડે કમ કરી પરવારે તડે ડુખથી ગાલીઉં કરે. પાં ત હુંજાં કીં નાંય કયો. ડુખ ત ઇં આય, કે તરાજી લ્હેર જીં અચે ને વિંજે: ડીં ઉગે ને આથમે: ઝાડ સુકે ને મોરે તીં આય. કડેં અંગ ઉઘાડો, ને જુમી તપ્યા હું: અને કડેંક મજેજી જોડીજે ગાધલે તેં સુમેં. ઇ ત ખુદાઇ ખેલ આય ઇ ઈનજો કમ કરે, પાણ પિંઢજો કજે હાણે તું વિંજ તૈઆર થઇ અચ: પાંકે બાર વિંજણું અય.

છછર—ધણી ખમાં બાવા, આંઉં હિન ઘડી અચાંતો.

## સૂચના.

આ નાહાનો સંવાદ નોકરની વફાદારી તથા સંતોષવૃત્તી: રાઓશ્રીનો પ્રત્યુપકાર તથા વિવેક: અતી બહાદુરી અને ઇશ્વરમાં આસ્થા સારી રીતે દરશાવે છે. આ ગુણ વગર એકલાં શૂરથી માણસ ફતે પામતો નથી.

આવી વાતો મેતા નથુ કચરાનો ભાઇ લાધો મેતો કહેતા. તે મેં સાંભળી છે. દલગીર છું કે તે વખતની બોલાતી કચ્છી જબાનમાં તેઓ વાત કરતા, તે મને યાદ નથી. તે સાંભળીને મને બહુજ અસર થાતી.

૪. ધ્યાનમાં રાખો કે છછર એક સાધારણ માણસ હતો તે માત્ર સ્વામીભક્તિથી ગ્રંથમાં પણ નામ લખાવા સમર્થ થયો.

## ૧૬. दानाइ (विवेक.)

રાઓશ્રી ખેંગારજીના પાંચમા ગુણ મનનનાં નિરૂપણમાં મેં કહ્યું છે કે તન તથા બુધ્ધિબળનો ઉપયોગ વિવેક બુધ્ધિવગર યથોચિત થઇ શકતો નથી. વિવેક એટલે સારૂં નરતું પારખવાની, અને જે સારૂં છે તેને મર્યાદામાં રાખી વાપરવાની શક્તિ.

"મન" એ સંસ્કૃત ધાતુનો અર્થ "વિચારવું" થાય છે તે ઉપરથી પેહેલો જે માણુસ ઉત્પન્ન થયો, તેનું નામ "મનુ" છે કેમકે બીજા પ્રાણીઓથી તે પોતાની વિચાર કરવાની શકતીવડે ઓળખાઈ આવતો હતો. અને તેનો જે વંશ ચાલ્યો તે "મનુજ" અથવા "મનુષ્ય" કહેવાય છે.

આવો અતિ ઉત્કૃષ્ટ મનુષ્ય દેહ મળવાથી માણુસને ચાર વાત સાધવાની છે.

૧ ધર્મ (સદાચરણ). ૨ કામ (વસ્તુમાં પ્રીતી). ૩ અર્થ (ધનમાલ). ૪ મોક્ષ (માયાના પાસમાંથી છુટી બ્રહ્મમાં મળી જવું).

આ ચારે વિષય વિવેકહીન પુરૂષને કુકડા પાસે રત્ન જેવા છે.

### પ્રમાણિકા છંદ.

વિવેકિ ધર્મ ધારે છે, વિવેકી કામ મારે છે:
વિવેકી અર્થ સારે છે, વિવેકી જીવ તારે છે. ૧

એટલે વિવેકી પુરૂષ નીતિથી ચાલે છે; કામ વાસનાને હદમાં રાખે છે; દ્રવ્યનો સદોપયોગ કરે છે; અને અંતે મુક્તિ મેળવે છે.

આવો જે શિરોમણી ગુણ, તેનું વાર્ણન તો મારે પ્રથમ કરવું જોઇતું હતું. પરંતુ જ્યાં સર્વે પૂર્વોક્ત ગુણો તેનાં પેટાંમાં માય છે, તો તેનું યથાયોગ્ય વિવરણ કર્યા વગર મન માનતી અસર ઉભી કરી શકાય નહીં. અને તેમ કરતાં આ વિષય બહુ લાંબો અને ત્રૂટક થાત. હવે જ્યાં દરેક જુદાં જુદાં અંગની સરૂપતા દરશાવીછે, તો દાનાઇનું આખું અંગ ઉપયોગી સૌંદર્યથી ભરપૂર છે, એ એકદમ

સાબીત થયું. એટલે આદમીનું નૂર તથા દૈવત જે દાનાઇ, તે વિષે ટૂંકુ લખાણ થાશે તો અડીક નથી.

દાનાઇ, એ બચ્ચું જન્મે છે ત્યારે તેના ભાળ ઉપરજ ચંમકાટ મારે છે.

## બેત.

બાલા એ સરસ જે હુશમદી મી તાફ્ત શિતારએ બુલંદી. શેખસાદી.

અર્થ—તેનાં શિરઉપર દાનાઇની બુલંદીનો શિતારો ચમકતો હતો.

પરાક્રમી પુરૂષમાં સારૂં માઠું જાણવાની તાકાત તેના શરીરના બંધારણ સાથેજ પ્રદીપિત થાતી હોય એવું દીસે છે.

## દોહરો.

કુલ સપૂત જાન્યો પરેં, લખિ શુભ લચ્છન ગાતઃ
હોનહાર બિરવાનકે, હોત ચીકને પાત. ૧ ૧૬.

કહે છે કે જામ રાવળના એક મિત્રે જામ હમીરજી (રાઓશ્રીના પિતા) ને ઘેર જાતાં રાઓશ્રીને પાળણામાં રમતા દીઠા. તેનાં હાસ્યવદન અને રમણીય ચાળાથી તે મિત્રે પ્યારથી કહ્યું કે "ખિલે તો ક ભડુઆ" એમ કઈ હળવેથી તમાચો માર્યો, તેજ તે પ્રતાપી બચ્ચાંએ ઉછળી તેની મુંછો પકડી તે મહા મેહેનતે કાંઇ ત્રુટી, કાંઈ સાજી એમ છોડાવી શકયો.

આ વાત તેણે જામ રાવળને કહી, અને તેના હોશ ઉડી ગયા. ત્યારથીજ તેણે નિશ્ચય કીધો કે આ નાહાના સિંહને હણ્યાવગર, જો કે છેં હાથી, તોપણ મારી સલામતી નથી. પણ શેખસાદી કહે છે કે—

## મસરો.

દોશમન ચે કુનદ ચો મેહેરબાન બાશદ દોસ્તઃ

માએની—જ્યારે દોસ્ત મેહેરબાન હોય, ત્યારે દુશ્મન શું કરી શકવાનો હતો?

વિવેક બુધ્ધિ મનુષ્યના અંગની વૃધ્ધી સાથે ઉત્તરોત્તર સૂર્ય પ્રકાશ પ્રમાણે વધતી ચાલે છે તે અનુભવની મદદથી બહુ દીપી નીકળે છે. આનું અર્ધાંગ શીઘ્ર બુધ્ધિ; તથા અર્ધાંગ દીર્ઘ દૃષ્ટીથી થયું છે. કહ્યું છે કે—

Prudence will thrive where genius would starve.

એટલે જ્યાં બુધ્ધિ હારે, ત્યાં વિવેક તારે છે. રાઓશ્રીમાં વિ-વેકનું અંગ સંપૂર્ણ હતું.

શિઘ્રબુધ્ધિનો દાખલો—હાલાર તરફથી એક શખ્સ આવતાં તેને રાઓશ્રીએ જામ રાવળની ખેરખુશીના ખબર પૂછ્યા. જરાવાર ઠેરી તે શખ્સે કહ્યું કે બાવા માફ કરો તો એક વાત કહું. રાઓ-શ્રીએ વચન આપ્યું એટલે તે બોલ્યો કે બા જામ તો કહેતા હતા કે મેં મારા બાપ લાખાનો અંતકાળ યજ્ઞ વગેરાં કરી સુધાર્યો. પાછો આંઇ આવીને પણ જીત મેળવી. ખેંગારજી શૂર સેના? શૂર તો તે કે જે વાત લે તે કોઇ રીતે પણ પૂરી કરે. જુઓ જામ હમીરજીને મેં મારી વેર લીધું. અને અમને તો તેણે નાશી જવા દીધા. એમ કરે તે તો નીરૂ કહેવાય. આ શબ્દો સાંભળી સાહેબજી વગેરાં ક્રો-ધથી લાલ, અને શરમથી ઝાંખા પડી નીચું જોઈ રહ્યા. એટલે ત-રતજ રાઓશ્રીએ ગંભીરાઈથી ઉત્તર વાળ્યો કે જામનું બોલવું ખરૂંછે. અમને પકડવા કે મારવા એમણે બહુ ફાંફાં માર્યાં. પણ ફાવી ન શકતાં અમે અમદાવાદ જતા રહ્યા. અને પછી આવી કચ્છ વગે-રાં લીધું માટે કેડો લઇ જે શિકારને જાવા દે તે નીરૂ તો ખરો. પણ સિંહનો ધર્મ છે કે ખુલ્લી રીતે શિકાર પર એક છલંગ મારે. પણ જો નાઠો તો તેને મુંકી દેછે. (મતલબ કે અમે સંતાઇ દગો ન કરતાં ખુલ્લી રીતે લડ્યા. પણ વિવેકથી વધારે ન બોલતાં એટ-લુંજ બોલ્યા કે) જેણે પીઠ બતાવી તેની પાછળ લાગવું (વિચારી-ને) એ સાવજનો ધર્મ નથી.

અને દુરંદેશો તો તેમણે હરેક કામમાં બતાવ્યો છે જામ રાવળ (રાવણ) કચ્છની ભૂમી હરી બેઠો હતો. તેને રાઓશ્રી (રામચંદ્ર-

જી) એ નમાવી તે ભૂમી હાથ કરી માટે દરેક ગુણનાં ઐતિહાસિક દૃષ્ટાંતોમાં તેનું નામ વારંવાર આવે તો આશ્ચર્ય નથી. એક કામ સાધવામાં ઘણાક ગુણોની જરૂર પડે છે. તે ગુણોનું દૃષ્ટાંત દેવામાં તે વાત વારંવાર આવે. રાઓશ્રી તનબળમાં કાંઇપણ કમતી ન હતા. પરંતુ તેનો તેણે બહુ વિવેકથી ઉપયોગ કર્યો છે. કહ્યું છે કે—

It is excellent to have a giant's strength but it is tyrannous to use it like a giant.

અર્થ—રાક્ષસ જેટલું કૌવત ધરાવવું બહુ સારૂં છે. પણ તેને રાક્ષસની પેઠે વાપરવું એ બહુ અઠીક છે.

સારાંશ કે, તેમણે સર્વે ગુણોને વિવેકની હદમાં રાખ્યા હતા. હદ દેવીનો હું તો પૂરો ભક્ત છું.

## ઉધોરછંદ.

સદગુણ જગતમાં સુખ મૂળ, છે તરિ પાર થાવા પુલ:
વળગો અતી તો છે હાર, સમજો ચતુર હદમાં સાર. ૧

શૂરો સત્ય તેનું નામ, અંધો બની ન કરે કામ;
બીશે તેમ ખાશે માર, સમજો ચતુર હદમાં સાર. ૨

ત્રૂટે ખોશિ ખોશિ ખાય, ભાંગે ઘણી ભૂખે કાય;
કરમિત ખાન પાન વિહાર, સમજો ચતુર હદમાં સાર. ૩

મિતવ્યયી ખરો કહીએ તેહ, ફક્કડ થૈ ન ફેંકે જેહ;
લોભી ભૂમિપર છે ભાર, સમજો ચતુર હદમાં સાર. ૪

બોલો બહુ તો બકવાદ, ધરવું મૌન તો નહીં સ્વાદ;
દેખી સમય કર ઉચ્ચાર, સમજો ચતુર હદમાં સાર. ૫

અતિ નરમાસ છે દુખદાઇ, ભાળો ક્રૂરને નહિં ભાઈ;
કરૂણા પાત્ર પર સુખકાર, સમજો ચતુર હદમાં સાર. ૬

દોડે અતી ઠોકર ખાય, બેઠે પંથ કેમ કપાય;
મધ્યમ ચાલ પોંચે પાર, સમજો ચતુર હદમાં સાર. ૭

અગણિત હું દઉં દૃષ્ટાંત, આથી હુશે ભાગી ભ્રાંત;
સદગુણ પણ નથી હુદ બ્હાર, સમજો ચતુર હુદમાં સાર. ૮
ષડ અરિ પીડતા છે પ્હાડ, કડવા ફળોનાં છે ઝાડ;
બોલું શાસ્ત્રને આધાર, સમજો ચતુર હુદમાં સાર. ૯
કામી ક્રોધ ને મદ લોભ, મત્સર* મોહનો કર થોભ;
ચૂકે મધ્ય તે મરનાર, સમજો ચતુર હુદમાં સાર. ૧૦
વાંચી વિચારો હરકોય, મતમાં ચૂક પણ કદિ હોય;
ભાસ્યું ગાય તે ગાનાર, સમજો ચતુર હુદમાં સાર. ૧૧
હુદ તું દેવી હોકે દેવ, કરતા નથી તારી સેવ;
ભૂલ્યા ભમે તે ભ્રમનાર, સમજો ચતુર હુદમાં સાર. ૧૨

## દોહરો.

અતિ મીઠું ખારૂં અધિક, અતિ પ્રીતી દુઃખદાઇ;
ચતુર ચેન ચિત જો ચહો, હુદમાં રેજો ભાઈ. ૧

આ પ્રમાણે જીવતરના ચાર હેતુ સાધનારા પૂર્ણ પ્રતાપી રાઓ-શ્રીખેંગારજી શૌર્યના સાગર તથા દાનાઇના દરીઆવ હતા.

---

* મત્સરનો અર્થ ઇર્ષા. એવો મેં લીધો નથી. કેમકે તે તો અંગમાં ઉગ્યો કે સંતાપની શુરૂઆત થઇ સમજવી. પણ મેં તેનો અર્થ સ્પર્ધા એટલે હરીફને હઠાવી આગળ વધવાની ઇચ્છા (Competition) એવો લીધો છે.

### हरिगितछंद.

४

मंडार भरवा नजर देशल प्रथम बीजानी धरो:
शुभ काम मोटांने जरूरीमांज तेने वापरो:
हुन्नर थकी आबाद भूमी ते कदी नहिं वीसरो:
तेने सुधारीने वधारी नकल लखपतनी करो.

### સાર.

ખજાનો તર કરવા રાઓ શ્રીદેશળજી પેહેલા, તથા રાઓ શ્રીદેશળજી બીજાની નજર હતી તેવીજ આપ પણ રાખો. અને તેને સારાં તથા અગત્યનાં કામ પડે ત્યારેજ ખોલવો. આ યાદ રાખવાનું છે કે દેશની આબાદી હુન્નરથકી છે. તે હુન્નર દેશમાં છે તેને સુધારવા, તથા બીજો વધારવા રાઓ શ્રીલખપતજીની નકલ કરો.

### વિવેચન.

मंडार भरवा नजर देशल प्रथम बीजानी धरो.—રાઓ શ્રીદેશળજી પેહેલા તથા બીજાએ સીધે રસ્તેથી દ્રવ્ય સંગ્રહ કર્યો છે. પણ તે હેતુ પાર પાડવાનાં થોડાંક સાધનો પેહેલા રાઓશ્રીએ, તથા થોડાં એક બીજાએ કામે લગાડેલ છે. પણ હાલ રાઓ શ્રીદેશળજી પેહેલાના સદગુણવિષે લખીશ. તેમના મુખ્ય ગુણો હેઠલ જણાવ્યા પ્રમાણે હતા.

૧ દીવાનની પસંદગી. ૨ સુનીતિ. ૩ સંપ. ૪ મિતવ્યયતા. ૫ નિરભીમાન. (નમ્રતા.)

### ૧ दीवाननी पसंदगी.

જેમ આખાં શરીરઉપર સરદારી મન રાજાની છે. અને મગજ તેને સલ્હા આપી સુમાર્ગે ચલાવે છે, તે એટલે સૂધી કે મન કાંઇક અસલ વિચારનું હોય તો યોગ્ય આજ્ઞા આપે છે, નહિં તો એવા કઢંગા હુકમ કરે છે કે તેને જબર મગજ હોય તોજ સરલ

માર્ગે ચડાવે. પછી જેવું મન તેવું મગજ હોય તો જેમ બળતી આગમાં પવનની મદદ: પછી પરીણામનું શું પુછવું હોય! એવોજ સંબંધ રાજા અને મંત્રીનો છે. માટે શાહાણા રાજાએ પોતાને સ્વસ્થતા મળવા પ્રૌઢ વિચારનો મંત્રી પસંદ કરવો જોઇએ.

૧. પ્રથમ તો તે અસલ વિચારનો જોઇએ. એટલે પરકનો નહોય.

૨. તે શાસ્ત્રોક્ત છ રાજ્યગુણમાં કુશળ જોઇએ.

૩. તેની ઇશ્વરતા બતાવતા બીજા નીચે પ્રમાણે ગુણોની જરૂર છે. જે છ રાજ્યગુણોના મદદગાર છે.

૧ ધૈર્ય. ૨ ક્રોધને જીતવો. ૩ ઇંદ્રિઓ જીતવી. ૪ નિર્મળતા. ૫ કરૂણા. ૬ મૃદુભાષા. ૭ મિત્રથી બિગાડ ન કરવો.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. અસલ વિચારનું વર્ણન પાને ૨૩ જોવું. આ રાઓશ્રીએ દેવકાણ શેઠને દીવાન પસંદ કર્યા હતા. તેની નેમણુક થઇ તેની અગાઉ અમદાવાદના સુબા શેરબુલંદે મોટી ફોજથી કચ્છ પર ચડાઇ કરી હતી. તને પોતાના જાતી વિચારથી ખાત્રી થાતાં તને ચગદી નાંખવાની રાઓને હિમ્મત આપી.

૨. છ રાજ્યગુણો વાસ્તે પાને ૪૫ જોવું. એ ગુણો તેનામાં હતા. (કચ્છ વૃત્તાંતમાં વાંચવું.)

૩. આ ઇશ્વિરતાના ગુણોનું વર્ણન આગળ આવ્યું છે. માત્ર ક્રોધને જીતવો, મૃદુ વાણી તથા ઇંદ્રિઓ જીતવાવિષે પાછળ આવશે. દેવકાણ શેઠે દેશનો સુધારો તથા ખેતીનો વધારો કરવામાં મુખ્યત્વે આ ગુણોથી ફતે મેળવી હતી. તેની મોટાઇની વાત એટલી ફેલાઇ હતી કે સિંધના સમામાંથી થએલા મુસલમાન રાયમા લોકોએ તેને ત્યાં બોલાવ્યા હતા. ત્યાં તેણે પોતાની મિલ્કત જાળવવા રાયમા બજારમાં એક કિલ્લો બાંધી પોતાની, તથા રાઓશ્રીની સત્તા બતાવી. કપતાન વાલ્ટર સાહેબ લખે છે કે—

It is to the industry, talents and exertions of this man, that the reign of Ráo Desal has obtained a high character for wisdom and justice.

અર્થ—રાઓ શ્રીદેશળજીની કારકીર્દી ડાહાપણ અને ઇનસાફ વાસ્તે ઉતમ છાપ ધરાવે છે, તે આ પુરૂષના ઉદ્યોગ, બુદ્ધિ, અને પરિશ્રમને લીધે સમજવું.

## ૨. સુનીતિ.

"નીતિ" એ શબ્દ સંસ્કૃત "ની" (નય) ધાતુ ઉપરથી નીકળેલો છે. જેનો અર્થ "લઇ જવું" એવો થાય છે. માટે નીતિ એટલે સંસારમાં સુખને રસ્તે ચડાવનાર ગુણ. ત્યારે હવે તેને "સુ" ઉપસર્ગ લગાડવાની જરૂર નથી. પણ આપણા લોકો કુનીતિ, સુનીતિ, શબ્દ વાપરે છે, તેમને તરત સમજાવા એમ ઉપયોગ કર્યો છે.

નીતિનાં પેટાંમાં સર્વે સદ્‌ગુણો આવી જાય છે. સદ્ગુણ એટલે શું તેનો અર્થ નીચેના સોરઠાથી સમજાશે.

### સોરઠો.

નીતિ તેનું નામ સરલ સુખદ રસ્તે સદા,
સાધે જનનિજ કામ, હક સંભાળી સર્વના. ૧

અંગ્રેજીમાં પણ નીચેની કહેવતથી સદ્ગુણનો અર્થ મનમાં બરાબર બેસે છે.

Do unto others, as you would wish them do unto you.

અર્થ—જેમ તું ઇચ્છે છે કે બીજાઓ મારી સાથે આ રીતે ચાલે, તેમ જ તું તેમની સાથે ચાલ્યા કર.

રાઓ શ્રીખેંગારજી પેહેલા મહાશ્રમે રાજ્યનો પાયો મજબુત નાંખી અંગ ઉભું કરી ગયા. પણ તેની સીમા વધારી, તેના પર કલી છાંટી, રંગ ચઢાવી, સુશોભીત કરવાનું વારસોને સોંપી ગયા.

આભાર છે તે પરમ દયાળુ નિયંતાનો, કે તે પ્રમાણે કરવા "નીતિ માર્ગજ ઉત્તમ છે" એમ વારસો પણ સમજવા લાગ્યા. અને ખરે-ખર નીતિજ સુખનું મૂળ છે.

> Know then this truth enough for man to know
> Virtue alone is happiness below.—POPE.

## દોહરો.

સમજ માનવી આટલું, એજ સમજજે સાર;
સદગુણ આ લોકે ખરા, સર્વ સુખો કરનાર. ૧

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. પ્રજા, એ મધુર અંબવૃક્ષ છે. માટે જેમ તેનું રક્ષણ કરી ખાતર પૂરીશ, તેમ તે મીઠાં અને ઘણાં ફળો આપશે, એમ તેઓ સમજતા. એ કારણથીજ દેશનો વિસ્તાર વધ્યો. તથા પેદાશ કોરી અઢાર લાખ સૂધી આવી પોંહોંચી હતી.

૨. રાઓશ્રીએ જાણ્યું કે દુષ્ટ વજીરથી પ્રજા હેરાન થશે માટે એક શાણો, તથા નીતિવાન મંત્રી પસંદ કર્યો. જેણે રાજ્યની પે-દાશ વધારી પોતાની પેદાશ પણ દર વર્ષે કોરી દશ લાખ સૂધી કરી હતી.

૩. તેઓ એવા શાંત પ્રકૃતિના હતા કે ખેડુ, અથવા વ્યાપારી લોકો તપી જાય, ત્યારે એટલુંજ કહેતા કે બધું નીતિથી કામ થાશે. તે પણ મારી રૈયત છે, અને તમે પણ રૈયત છો. વાદી અને પ્ર-તિવાદી નામ જુદાં છે; પણ મને જમણી તથા ડાબી બેઉ આંખ સરખી છે; હું કોઇનું ભુંડું નહીં કરૂં. એ ધોરણથી વર્તતાં માત્ર સહજ ઇશારતથી ભાયાતો કે ગરાશીઆઓને કામ પડે બોલાવતા, ત્યારે એકદમ હાજર થતા.

## ૩. સંપ.

સંપ, એ સર્વોત્કૃષ્ટ બળછે. સૃષ્ટિના સર્વે પદાર્થો એ નિયમને અ-નુસરીને જોરાવર છે. એક ઝીણો રજકણ બહુજ નબળો છે. પણ

સાથે મળતાં હરેક મહાભારત કામ આંખના એક પલકારામાં કરેછે.

૧. એક પાણીના છાંટાથી કાંઈ થાતું નથી. પણ તે ભેળા થાય છે, ત્યારે નદીનુ પૂર થઇ મોટાં શેહેરો અને ગામડાંઓને ઘસડી જાય છે.

૨. અગ્નીનો એક તણખો એક બચું પગ તળે ચાંપી નાંખે. પણ ઘણાક એકત્ર થઇ જે નાશ કરે છે, તે અટકાવવા મોટા બંબા પણ હારી જાય છે.

૩. પવનનો રજકણ અદર્શ છે. પણ તે મળી જવાથી મોટાં તરૂવરને મુળથી ઉખેડી નાંખે છે.

૪. એક રેતીનો દાણો શું વિસાતમાં છે. તે એકઠા થાવાથી પત્થર: પત્થરથી કિલ્લો; અને તેની સાથે તેનીજ જાત ચુનો મળી તે એવો મજબુત થાય છે કે હાથીઓ પણ ફગાવતાં તોબા પોકારે છે.

માણસને પાંચ પ્રકારનું બળ છે.

૧ બાહુબળ. ૨ વિચાર આપનારનું બળ. ૩ ધનબળ. ૪ સગાંવહાલાંનું બળ. ૫ બુધ્ધિબળ.

આ પાંચે પ્રકારનું બળ જેને પ્રાપ્ય છે, તે જગતમાં શું કરવાને અશક્ત છે? તે બધું કરી શકે છે. આ વાત સર્વે દેશોમાં માન્ય છે.

હે સંપ સરદાર! તેં જેનાપર હાથ મુંક્યો છે તે ઘર, ખાતું, રાજ્ય અને બાદશાહી ત્રૂટતી નથી. પણ જેટલે તેં તારો હાથ ઉઠાવ્યો, કે તે બધાં જરજરભુત થાય છે.

જ્યાં પંચ મહાતત્વો તારો આશ્રય કરે છે, ત્યાં તેમાંથી થયેલા પદાર્થોના દાખલા આપી વિષય શું કરવા લાંબો કરૂં? મેં તો ખૂબ નિશ્ચય કીધો છે કે

Union is strength.

સંપ ત્યાં સય (બરકત.)

## ઐતિહાસિક દ્દષ્ટાંત.

૧ રાઓ શ્રીદેશળજીનું રાજ્ય સ્તુત્ય, તથા જોરાવર ગણાવાનું કારણ સંપ છે. સર્વે બળ તે પાસે હતાં.

૧. બાહુબળ—ત્યારેજ ભુજનો કિલ્લો બાંધવા, તથા નગર તાબે બાળાંભંડુ, તથા બીજાં ગામો લેવા શક્તિમાન થયા.

૨. વિચાર આપનારનું બળ—દેવકણ શેઠ દીવાનના વિચારથી સર્વે મોટાં કામો કીધાં છે.

૩. ધનબળ—ધનનું બળ પ્રથમ ન હતું. પણ પછીથી સારીપેઠે થયું. અને તેથીજ દેશનો બચાવ કરવા તથા વ્યાપાર વધારવા અંજાર, મુંનરા, અને રાપરનો ગઢ કરી, બંદર ચાલુ કર્યાં. તથા ઓખાપારના લુટારાથી માંડવીના વ્યાપારને અડચણ ન થાવા ત્યાં કચ્છીગઢ નામે કીલ્લો કર્યો. બીજાં શેહેરો વસાવ્યાં, લડાઇઓ કરી, તેમાં ખરચાયું, તે છતાં અંતકાળે ખજાનામાં સુમારે એક કરોડ કોરી હતી.

૪. સગાં વહાલાંનું બળ—એ જેવું જોઇએ તેવું હતું. ભાયાતો સર્વે એક અવાજથી એકઠા થતા હતા. અને તેઓ પોતાનો સ્વાર્થ સાચવવા લડે, તેમ કામ પડે લડતા હતા. આ કારણથીજ શેરબુલંદને પચાસ હજાર સૈન્ય સાથે પાછો હઠાવી તેના સ્વદેશનો રસ્તો લેવડાવ્યો.

૫. બુદ્ધિબળ—તેપણ હતું. નહીં તો સારા દીવાનની પસંદગી, સંપ રાખવો, નીતિથી ચાલવું, વગેરાં ઉત્તમ માર્ગ લેવાય નહીં.

## ૪. મિતવ્યયતા.

આપણે હમણાંજ પાંચ બળ વિષે લખ્યું. તેમાં ધનનું બળ પણ બહુ જોરાવર છે. કહેવત છે કે "જર ચાહે સો કર"

Money answereth all things.

પૈસા સર્વે અર્થ સારે છે.

### શ્લોક.

यस्यार्थस्तस्यमित्राणी यस्यार्थस्तस्यबांधवा:

यस्यार्थःसपुमानलोके यस्यार्थःसचपंडितः ॥ १.

અર્થ—જેની પાસે દ્રવ્ય છે તેને મિત્રો બહુ મળી આવે છે. તેમજ ભાઇઓ પણ તેને અનુકુળ રહે છે. તેજ માણસ લોકોમાં

નામાંકિત થાય છે અને લોકોમાં તેજ જ્ઞાની એટલે પંડિત છે એમ પ્રસિધ્ધી પામે છે.

સર બુલવર લિટન આ વાતમાં સમ્મત છે.

Never treat money affairs with levity—money is character.

અર્થ—પૈસાની બાબતો નજીવી ગણજે નહીં—પૈસા છે તો પ્રતિષ્ઠા છે.

જોઇએ છીએ તો ધનને માન સાથે મિજાજ પણ છે.

An empty bag cannot stand upright.

ખાલી કોથળી સીધી ઉભી શકતી નથી.

ત્યારે એ દ્રવ્ય જેની પાસે નથી તે નિસતેજ, તથા હમેશાં અપમાનથી દાહાડા કાઢે છે.

**શ્લોક.**

अपुत्रस्यगृहंसून्यंदिशःसून्यास्त्वबांधवाः

मूर्खस्यहृदयसून्यं, सर्वसून्यंदारिद्रता. १.

અર્થ—પુત્ર વગર ઘર સુનું છે. ભાઇઓ વગર દિશા ખાલી લાગે છે. મૂર્ખનું મન ઉજડ હોય છે. અને નિર્ધનને બધું સૂન્યછે. (કારણ કે તે જ્યાં જાય ત્યાં માન મળતું નથી.)

એવી રીતે જે પુરૂષ આ ધનબળથી બે નશીબ છે, તે ખરેખર દુર્બળ તથા દુઃખી છે.

વસુબળ આવું બલિષ્ટ છે, માટે તેની અવગણના ન કરતાં તેનો, વખતે કામ આવવા સંગ્રહ કરવો જોઇએ. અને તેમ કરવા મિતવ્યયતાની જરૂર છે. મિતવ્યયતા વગર કરોડો કમાશું પણ પાછા ભીખારીના ભીખારી. મિતવ્યયતાનો અર્થ મેં પાને પર બતાવ્યોછે.

**ઉધોરછંદ.**

મિતવ્યયિ ખરો કહીએ તેહ, ફક્કડ થૈ ન ફેંકે જેહ;
લોભી ભુમિપર છે ભાર, સમજો ચતુર હૃદમાં સાર. ૧

એવા વિવેકથી દરરોજ એક દમડી બચાવશું તો અમુક વખત-માં એક મોટી રકમ થશે. અંગ્રેજીમાં એક કહેવત છે કે—

Take care of the pence, the pounds will take care of themselves.

અર્થ—તું દોકડાની સંભાળ રાખ. તો કોરીઓ પોતે પોતાને સંભાળશે. સારાંશ કે નાણાંને ફકદંડ થઇ ઉડાવવું કે ઉડાવવા દેવું નહીં. લાર્ડ બેકન કહેછે કે—

The ways to enrich are many; parsimony is one of the best.

અર્થ—શ્રીમંત થાવાના ઘણાએક રસ્તા છે. પણ કરકસર સૌથી સરસ છે.

એ માટે જે પોતાનું દ્રવ્યથી કલ્યાણ ઇચ્છતો હોય, તેણે મિ-તવ્યયતા ગુણની અવજ્ઞા કરવી નહીં. ખરેખર જોશો તો ઘણું કમાયાથી નહીં, પણ આ ગુણથી બધા ધનવાન થયા છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રીનું ડાહાપણ, પ્રતાપ, બળ, તેજ આ ગુણથી વિ-શેષ દીપતું હતું. સબબ, તેઓએ આવી રીતથી વસુ સંગ્રહ કરી દેશની આબાદી કરી મોટો ખજાનો પાછળ મુકયો હતો.

---

## ૫. निरभिमान.

ખરા ઇશ્વરભક્તે તો હું પદ રાખવું જોઈતું નથી. તેમ તે તેનામાં મૂળથીજ હોતું નથી. કારણ કે તે જાણે છે જે માણસ તો માત્ર એક હથીઆર છે. માટે કોઇ પ્રતાપી માણસ તલવારનાં બળથી પોતાનાં કષ્ટો દુર કરે તેમાં તલવારને કાંઇ અહંકાર આણવાનું કા-રણ નથી. કેમકે તે તો જડ પદાર્થ છે; તેનો ચલાવનાર બીજો છે; માણસ માત્ર પુતળાં છે; તેની દોરી નટના હાથમાં છે. તે તેમને જેમ નચાવે છે તેમ નાચે છે. માણસ એક વાદ્યંત્ર છે. પણ વ-ગાડનારો બીજો છે. તે પોતાની મરજી પ્રમાણે સુર કાઢશે. તેમાં

યંત્ર શું કરવા અભિમાન કરવું જોઇએ? કદી કોઈ મૂર્ખાઈથી તેમ કરશે, તો તે અંધો બનશે. અને પછી ઘણાંક પાપો કરી ખાડો ખોદશે. તેમાં અંતે તે મૂર્ખો પોતેજ પડશે. એક અંગ્રેજ વિદ્વાનનાં વચન છે કે

Pride goeth before destruction and an haughty spirit before a fall.

નાશ થવાની અગાઉ ગર્વ આવે છે. અને પડતી થવાની અગાઉ માણસ મગરૂબ થાય છે.

મગરૂબ માણસ તેની સર્વે સમૃધ્ધીઓ છતાં દુઃખી હોય છે.

Pride is the bane of happiness.

હું પદ સુખનું વિષ છે.

માટે જે નર એવી ખોટી ગરૂરી ન રાખી વિનયની વિભૂતી વિશાળ ભાળપર લગાવે છે, તે શશિધરના જેવો શોભી પૂજ્ય થાય છે. તેવા પુરૂષની સુખ સંપત્તી કેટલી સ્તુત્ય કહેવી જોઇએ!

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી પોતાની પ્રજાને છોકરાં સમાન ગણતા હતા. એથી હજૂરમાં જે આવે તેને છૂટ હતી. ધનની જરા મગરૂબી ન હોવાથી બિલકુલ દમામ વગર રહેતા. તેઓ કોઇ સદગૃહસ્થ ગુજરતો ત્યારે તેને ઘેર ચાલી તેનાં સગાંવહાલાંને દિલાસો દેવા બેસવા જતા. આવી નિરભિમાન વર્ત્તણુકથી પ્રજાપણ રાઓશ્રી અમારા પિતાજી છે એમ ગણતી. આ શિષ્ટાચાર તેના આચરનારની કેવી પ્રભુતા બતાવે છે!

## સૂચના.

આ વિષય સાથે રાઓ શ્રીદેશળજી બીજાનો સંબંધ છે તથી એમની રાજ્યનીતિનું વ્યાખ્યાન આની પછી તરત કરવું ઘટિત હતું પણ રાજ્યના ક્રમ પ્રમાણે પ્રથમ વર્ણન રાઓ શ્રીલખપતજીના ગુણોનું કરશું.

हुन्नर थकी आबाद भूमी &c, રાઓશ્રી લખપતજીમાં દેશોન્નતિના બે ગુણો જબર હતા.

૧. કળાકૌશલ્ય તથા વિદ્યા. ૨ દમામ. (ભભકો.)

## १. कळाकौशल्य तथा विद्या.

વિશ્વના કર્ત્તા તથા ભર્તાએ પોતાની અતર્ક્ય અગાધ શક્તિથી આ ગોળાને હવામાં લપેટી આકાશમાં ફરતો કીધો છે. અને તેની બનાવટ મનોરંજક તથા ઉપયોગી કરી તેનાપરનો અંધકાર તથા ઉદાસી મટાડવા અસંખ્યાત અદ્‌ભૂત પદાર્થો કર્યા છે, જેના ચાર વિભાગો વિષે હું આગળ બોલ્યો છું.

તેણે પોતાની અતી દયાથી સર્વે પ્રાણીમાં શ્રેષ્ઠ મનુષ્યને તર્ક, વિચાર, વિવેક, વાચા, અને જ્ઞાનની બક્ષીસ કરી બધા પદાર્થોપર સરદારી આપી છે. માણસે પોતાની શુરૂઆતની જંગલી અફસોસ કરવા જેવી સ્થિતિ સુધારવા સદરહુ શક્તિનો ઉપયોગ કરવા માંડ્યો. આવી બક્ષીસો છતાં પણ તે બહુ અપૂર્ણ પ્રાણી છે. માટે હું જેમ વિચારી કામ કરીશ તેમ સરસ થશે તે વાત ભૂલી જઈ મગજ અને શરીરની મેહેનત બચાવવા તેને સાંભળ્યા, અને દીઠાની તરત નકલ કરવાની ટેવ છે. તેમાં એક વાત જોવાથી તેનાં મગજઉપર ઉંડી અસર થાય છે. હોરેસ નામનો કવી કહે છે કે.—

Sounds which address the ear are lost and die
In one short hour; but that which strikes the eye,
Lives long upon the mind: the faithful sight
Engraves the knowledge with a beam of light.

અર્થ—અવાજ જે કાનપર પડે છે, તે ગુમ થઇ અને એક કલાકના ટુંકા વખતમાં નાબુદ થાય છે. પણ જે વસ્તુ દ્રષ્ટીએ ચડે છે, તે લાંબી મુદત સૂધી મનપર રહે છે. વફાદાર (પોતાનો ધર્મ બરાબર બજાવનાર) નજર રોશનીનાં કીરણથી જ્ઞાનની છબી ઉતારી લે છે.

આંખની સાથે બીજી ઇંદ્રિઓ પણ પોતાનું કામ નીમક હલા-

લીથીં બજાવે છે. વિશ્વોધારક મહા પ્રભુએ જ્ઞાન અને કર્મેંદ્રિઓ આપણું શ્રેય થાવા સારૂંજ બક્ષીસ કરી છે. પણ કોઇ દુર્ભાગી પ્રાણીને પનારે પડવાથી તે તેઓને ખોટી આજ્ઞા કરશે તો તે આજ્ઞાંકિત નોકર છે, માટે બજાવવા ના કહેશે નહીં. પરંતુ તેવી બુરી મતલબ સારૂં તેઓની હયાતી નથી.

૧. દુરાચારી, જેવા કે વ્યભિચારી, તેથી રોગી, નાચણો, કપટી, ક્રોધી, ઉદાસી વગેરેનાં દુઃખો તથા રૂપો જોઇ તેવા ન થાવા, અને તેનાથી ઉલટી ચાલના માનવીના કોમળ મનોહર ચેહેરા, અને સૃષ્ટીના ચિત્તવેધક રંગીન પદાર્થો જોઇ તેવા થાવા, તથા તેની નકલથી મોહ પામવા સારૂં આંખ છે.

૨. ભાંડોની નિર્લજ, તથા નિંદકોની કડવી વાણી, અને ઠઠાબાજોની ટોળ સાંભળવા સારૂં કાન નથી, પણ નિરાધાર પીડા ગ્રસ્તના પોકાર સાંભળી, તેઓનો દુઃખ દૂર કરવા, અને ઝાડે ઝાડે તથા પાને પાને ઉડતા પંખીઓ, અને જીવડાના એક કિરતારની ખુબી ગાતા મધુર, અને મનરંજન વાસ્તે ગાયન વિદ્યાના શાંતિકારક સુરો સાંભળવા માટે છે.

૩. જે બગડેલો બાબ છે તેની પાસે રહી, કે જોઇ, યા ચાખી, મારૂં વાહાલું બાળક હેરાન થશે, એવું જગતવત્સલ પિતાએ જાણી તેની છેટેથીજ સલામ કરવા, તથા જે ઉત્તમ, સુગંધી, તંદુરસ્તી ઉપજાવનારા પદાર્થો છે, તે જાણવા નાક આપ્યું છે.

૪. ઉપર પ્રમાણેજ ઉપયોગી થાવા રસના આપી છે.

૫. ચામડીમાં જો સ્પર્શ શક્તિ નહોત તો આપણે જીવતાંજ શાના કહેવાત? અતી ગરમ, કે ઠંડી, યા કરકરી વસ્તુથી ઇંદ્રિઓ, અથવા અંગને ઈજા ન થાય, તે પરખવા માટે આ ગુણ બધા ભાગો કરતાં હાથમાં બહુ જલદ રાખ્યો છે.

૬. આ હાથ પગો પણ કાંઈ દોડી પારકી વસ્તુ ચોરવા, કે નાહક પ્રાણીને કતલ કરવા સારૂં નથી. પણ જેમાં પારકું પોતાનું હિત થાય, ત્યાં વાપરવા સારૂં છે.

આવો જે કરૂણાનો અખૂટ ભંડાર સૃષ્ટા, તેણે જે જે આપ્યું છે, તે માત્ર માણસનાં ભલાં સારૂં છે. પણ કમઅકલ જીવ એક ચળકતી તીખી તલવારને પોતા ઉપરજ અજમાવશે તો તેનોજ વાંક છે.

આ રીતે ઇંદ્રિઓની મારફત એક કામમાં જો તેને રસ દેખાયો તો તે ગ્રહણ કરી પછી તેના સુધારા કે વધારા વાસ્તે પોતાથી ઓછી તિવ્ર બુદ્ધિના બંધુજનને તેમના લાભ કાજે પરોપકારી પુરૂષ ભાષણ કરી ચૂકો સુધારે છે. અને પછી લખાણ કરે છે, તેનું નામ વિદ્યા:

"વિદ" એ ધાતુનો અર્થ "જાણવું" થાય છે. માટે વિદ્યા, એક વાત સરસ રીતે મેળવવા, કે જાણવાનું જ્ઞાન આપે છે. અને "કલ" એટલે બાહાર પાડવું. તે ઉપરથી આપણી સગવડો, તથા શોખ વધારવા જે પદાર્થો ઉભા કરી બાહાર પાડીએ છીએ તે કૃત્યને કળા, યા હુન્નર કહીએ છીએ.

આ વિદ્યાદેવી તથા હુન્નરદેવ બહુ પ્રતાપવંત, તથા સુખદાઈ હોવાથી, તેનું આપણે અવશ્ય સેવન કરવું જોઇએ. પ્રથમ હુન્નરનું મહત્વ તથા ફાયદા ટૂંકામાં બતાવી પછી વિદ્યાવિષે થોડું લખીશ.

## कलाकौशल्य.

ઇશ્વરે માણસને બુદ્ધિ, તથા શરીરનું જોર આપી અખૂટ ખજાનાથી ભરેલી આખી પૃથ્વી સોંપી દીધી છે. એ બેઉની કેલવાણીથી એકવાર તો સાક્ષાત સૃષ્ટિધરનાં કામોની મોહ પામી નકલ કરે છે. પછી તે બેઉની મદદથી ધરતીનાં પેટનાં રત્નો બહાર કાઢી, પોતાની તંગીઓ મટાડવા શોધક બુદ્ધિથી નવા ઘાટો બનાવી, યથાશક્તિ સગવડ તથા રૂપની વૃધ્ધી કરે છે, અને તેથી તેનું સુખ પણ વધે છે. પરંતુ અફસોસ! શ્રીમંત માનો છોકરો કળાહીન થાય છે. કારણ તેને સર્વે ચીજો મળી આવે છે. અને જે દરિદ્રથી પીડાય છે તેજ શોધક બુદ્ધિવાળો નીવડે છે.

એક કાગડાને ભુખ લાગી તેથી શોધ્ર કરતો હતો, તેવામાં તેને એક સાંકડાં મોની બરણી હાથ લાગી. પણ તેમાં ભરેલું મધ ઉંડું

હતું. અને તેને ખાવું તો ખપે. ત્યારે વિચારતાં સૂજ પડી આવી કે આ કાંકરા પાસે પડ્યા છે તે અંદર નાંખું, અને જે ઉંચું ચડે તે ખાતો આવું. એ યુક્તિથી તે ફતે પામ્યો.—ઇસપ.

Necessity is the mother of invention.

તંગી એ શોધની મા છે. કવી ડ્રાઇડન કહે છે કે.

Want is a bitter and a hateful good,
Because its virtues are not understood;
Yet many things, impossible to thought,
Have been by need to full perfection brought.

અર્થ—તંગી, એ કડવી અને તિરસ્કાર ઉપજાવે એવી સારી વસ્તુ છે. તે તેના ગુણો ન સમજાવાથી એવી લાગે છે. તથાપી ઘણીક વસ્તુઓ, જે ખ્યાલમાં પણ ન આવે, તે તંગીને લીધે પૂરી સંપૂર્ણતા ઉપર આવી રહીઓ છે.

માથે આવી પડે છે ત્યારે માણસની શુધ્ધી ઠેકાણે આવે છે.

આ હિંદુઓને હિંદુસ્તાન જેવી રસાળ ભૂમી હાથ લાગી ગઇ, એટલે થોડી મેહેનતથી મેવા મિસરી મળતાં ઇશ્વર વિચાર, ભાષા જ્ઞાન, કાવ્યશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર વગેરે વિદ્યાઓ ઉપરજ લક્ષ આપ્યું. અને કળાકૌશલ્ય જે દેશોન્નતીનો મુખ્ય આધાર છે, તે કયા ખૂણામાં છે તે જોયું નહીં.

અંગ્રેજ જેવી બીજી પ્રજાને આવા સ્વાભાવિક લાભ ન હોવાથી તેઓ મહા શોધક થયા. અને એવા જ્ઞાનવાન અને તેથી બળવાન થયા કે ઇશ્વરી કાયદે તેમને નમી દીધું. "બળવાનના બે હિસ્સા." અને હવે એવી સરલ રીતોથી તમણે દ્રવ્ય હરવા માંડ્યું છે કે તેમના સ્વદેશમાં હમણાં કોટીધ્વજની ગણત્રી કરો તો અનેક મળી આવે છે. પણ શું સંતોષની વાત કે ઇશ્વરે પાછી પણ આર્ય લોકોપર કૃપા કરી દુષ્ટ એકલશૂરા રાજાઓનો નાશ કરી, એક અદલ અને ઉદાર દિલની બાદશાહી આપણા ઉપર સ્થાપીત કરી છે. તો હવે આ હિંદુસ્તાનના દરિદ્રમાં આવી પડેલાં બચાંઓ?

જ્યારે તમારો રાજ્યપિતા તમને પોતાની ઉન્નતી થવાની કળા વગર સંકોચે બતાવે છે, ત્યારે તેની નકલ કાં કરતાં નથી? શું તમારે "તંગી એ શોધની મા" એ કહેવત પ્રમાણે દમડી વગરના થશો ત્યારે આંખ ઉઘાડવાની છે? નહીં યારો, અતી તાણવામાં ફાયદો નથી. હજુ જ્યાંસૂધી કાંઈક કૌવત રહ્યું છે ત્યાંસૂધી ઉઠો ઉભા થાઓ. અને હરીફી કરી તેને હડાવી આગળ વધો કે તમારાં ઝુંપડાંની અંદરની તથા બાહારની સ્થિતિ બહુ બગડી ગઇ છે તે સુધરી પાછો તમોને મૂછપર તાર દેવાનો વખત આવે.

આ હુન્નર કયા, કેમ દાખલ થાય, તથા કેમ વધે તે બતાવવા આંહીં પુરી જગા સાથે મારામાં પૂરી તાકાત નથી. પણ એટલું તો હું કહું છું કે જે સાહસિક પુરૂષોએ એના લાભ જાણ્યા છે, તેમણે તેને દેશમાં યથાશકિત દાખલ કીધો છે. અને કેટલાક માઇનાપૂત તે ગ્રહણ કરવા તત્પર થયા છે.

## વિદ્યા.

હવે મારે વિદ્યા વિષે જૂજ જણાવવાનું છે. કેટલીક વિદ્યા માત્ર મોડેથીજ કામ લે છે. પણ તેનો જાણનાર જો કુશળ હોય તો તે શબ્દો એવી છટાથી વરસાવે છે કે સાંભળનારનાં મનમાં અસરનું ચિત્ર ખડું કરી દે છે. આ પણ એક હુન્નર છે. વિદ્યા એ ફકત પેટ ભરવા સારૂં નથી. કેમકે તે વગરપણ પશુપક્ષીઓ ગુજારો કરે છે. ત્યારે શું તેનાથી દ્રવ્ય એકઠું કરી ઉપભોગ કરવા સારૂં તે છે? નહીં. એક તુચ્છ બહુ નાંનો જંતુ પ્રભાતની શીતળ લ્હેરમાં અતી કોમળ પુષ્પની પાંખડીનાં બિછાનાંપર સુગંધી પરાગમાં લોટી મધુર અમૃતનું પાન કરે છે તેનું જીવવું સાયતવારનું છે, તથાપી કયો બાદશાહ સો વર્ષ સૂધી જીવી તેના બરોબર ઉપભોગ કરવાનો દાવો કરે છે? એ અમૂલ્ય આલ્હાદ તેને વિદ્યા વગર મળે છે. ત્યારે એથી પણ અધિક ઉદ્દેશ વિદ્યામાં શું રહ્યો છે? મારા જીજ્ઞાસુ મિત્ર, એક વિવેકી બચ્ચું પોતાનાં માતપિતાને જે અરજ કરે છે તે તું સાંભળ. એટલે તારી જીજ્ઞાસા તૃપ્ત થાશે.

"અરે મારાં પ્યારાં માબાપ, તમોએ મને દેહનું દાન તો દીધું.
"તે જો નિરોગી રહ્યું તો મારા વાસ્તે કિલ્લો છે. નહીં તો કેદ-
"ખાનું છે. પરંતુ એ બેઉ અંધારી કોટડી છે. તેમાં દીવાની
"જરૂર છે. તે દીવો એવો કે પોતાની જોતથી અંદરના તથા
"બહારના પદાર્થોનું તાદ્દશરૂપ બતાવી દે. પવનથી ઓલાય નહીં.
"અને ઉત્તરોત્તર વધારે પ્રકાશમાન થઇ મારૂં અસલ ધામ મને
"બતાવી દે. આ દીવો જો પૂછશો તો તેનું નામ "જ્ઞાનદીપક" છે."

"કદી તમે ગરીબ હોઇને એવો દીવો યથાશક્તિ મેળવી આપવા
"બેદરકાર રહેશો તો મારાં શત્રુ છો. કારણ કે તમારો મારાથી
"વિયોગ થયા પછી હું એકલાને તે અંધારી કોટડી માંહેથી તથા
"બહારથી ભયંકર થઇ ઠેસો ખવરાવશે. ત્યારે હું તમોને શ્રાપ દઇશ."

"કદી તમે શ્રીમંત હોઇને તે દીપક મેળવતાં, "મારા છોકરાને
"દુઃખ થશે" એવું લાડ કરશો તો મારાં વધારે શત્રુ છો. કારણ
"એથી તમારી ગેરહાજરીને વખતે મને ગરીબના અંધ છોકરા
"કરતાં વિશેષ પીડા થશે. તમે ધનરૂપી રસીક ખોરાક મારી
"આસપાસ પાથરી મુંકી ચાલ્યાં જશો ને હું તો અંધ એટલે તે
"કેવો, કેટલો, અને ક્યાં છે તે ન જાણતાં મને અસાવધ તથા
"મોજી જોઇ તેને ખાવા વરૂ, સૂઅર, અને કુતરાં, ઉંદરો, ગીધો,
"તથા કીડી મંકોડા જેવા અનેક જીવો ભરાશે. તે મને મૂંઝાવી કરડી
"તથા ફોલી અંતે ખોખું કરશે."

"વાસ્તે હે ગરીબ યા તાલેવર માતપિતા, યથાશક્તિ તમે મને
"જ્ઞાનદીપક પ્રદીપ્ત કરાવી આપો તો મને તમારો હવે બીજો કાંઇ
"વારસો જોઇતો નથી. હું પોતે તેની સાહ્યતાથી સરલ રસ્તે ચડી
"મારા મનોરથોને પોંહોંચીશ."

સાબાસ છે મારા પ્રાણપ્રીય બાલક, તે શ્રીમંત અંશને, કે જે
તારામાં રહ્યો છે. ધન્ય છે તે માતપિતાને! કે જેણે તને જન્મ
આપ્યો. અને ધન્ય છે તે પ્રાણીના વર્ગને, કે જેમાં તું ગણાય છે:
ખરેખર જ્ઞાનના જેવી કોઇ ઉત્તમ, અને પ્રકાશમાન વસ્તુ નથી.

તે વિનાનો જીવ સદા અંધકારમાં ફરે છે. અને અંધારામાં ઠોકરો ખાવા તથા અમંગળ કામો (ખુન, ચોરી, વ્યભિચાર) થાવાનો બહુ વધારે સંભવ છે. બુદ્ધિસાગર કવી મિલટનના શબ્દો એ બાબતમાં બહુ સરસ છે.

He that hath light within his own clear brest,
May sit i' the centre and enjoy bright day ;
But he that hides a dark soul and foul thoughts,
Benighted walks under the midday sun,
Himself is his own dungeon.

## દોહરા.

જેના સ્વચ્છાંતર વિષે, ચળકે જ્ઞાન પ્રકાશ;
બંદ રહીને ભોગવે, ઉજ્વળ દિન ઉલ્લાસ. ૧
પણ અજ્ઞાની આતમા, મલિન વિચારો પાસ,
ખરેબપોરે રાત્રસમ, કરે કારાગ્રહ વાસ. ૨

માટે માણસને હેઠળ બતાવ્યા પ્રમાણે વિદ્યાઓનું જ્ઞાન જરૂરનું છે.

૧. પ્રથમ તો તેણે પોતાની બોલાતી ભાષાનાં જ્ઞાનસાથે તેની મારફત સંસાર વ્યવહારને ઉપયોગી જ્ઞાન મેળવવું એટલે ભૂગોળ, ખગોળ, અને ઇતિહાસઃ નામાંકિત પુરૂષોનાં જન્મચરિત્રની, અને શરીરને કસરતથી જેમ મજબુતી મળે છે તેમ મનને વિચારશીલ કરવા ગણિત વિદ્યાની માહીતી બહુ ઉત્તમ કસરત છે. માટે તે સર્વ સંબંધી બની શકે તેટલું જ્ઞાન બહુ આવશ્યક છે.

૨. જે ભાષા દેશનો રાજા બોલતો હોય તે. એટલે રાજ્ય ભાષા શીખવી. (એકવાર સંસ્કૃત; પછી ફારશી હતી અને હાલ અંગ્રેજી છે.)

૩. હમણાં બોલાતી નથી, પરંતુ જે પ્રાચીન સંસ્કાર પામેલી ભાષા છે, જેવી કે સંસ્કૃત, લાટીન, ગ્રીક, અરબી એમાંથી એક જાણવી જોઇએ. એના ફાયદા અતીઘણા છે. એક મહા વિદ્વાન કહે છે કે—

Travelling enlarges the mind, ameliorates the manners, stores understanding, and delights the fancy. The classifical student may be compared to a great traveller: a mere vernacular scholar to a "stay-at-home."

અર્થ—પ્રવાસથી મન સ્ફુરે છે; ચાલ ચલગત સુધરેલી થાય છે; જ્ઞાન વૃધ્ધી પામે છે; અને મનના તરંગો આનંદમાં લીન થાય છે; આ રીતે એક પ્રાચીન ભાષાનો અભ્યાસી એક મોટો પ્રવાસી છે. અને સ્વભાષા જાણનાર તે માત્ર એક ઘરમાં ગોંધાઈ રહેલા જેવો છે.

૪. જીવને રંજન કરવા કેટલીક સભ્યશીલ વિદ્યાઓથી કેળવાયલું મન એક સુગંધ મોહોર તથા ફુલોનાં લીલાં રમણીય રોપાથી શોભીતો બાગ છે. અને તે વગરનું મન એક ઝાડીનું રાન છે. બાગ મનુષ્યને વસવાયોગ્ય, ક્રીડા કરવાનું સ્થળ છે. અને રાન ચોરો, લુટારા, ખુની અને જંગલી પશુઓને આશરો આપનારૂં મકાન છે. માટે ઉપરની વિદ્યા મેળવવા જેવીજ અગત્ય તન અને મનને વિલાસ ઉપજાવનારી વિદ્યાઓ, જેવી કે કાવ્યશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, ગાયન, ચિત્રવિદ્યા વગેરાં જાણવાની, અને સર્વેથી સરસ અગત્ય ઉપયોગી હુન્નરોમાંથી એક હાંસલ કરવાની છે.

ચાલતો જમાનો એવો છે કે એક વિદ્યા યા હુન્નર પૂર્ણ રીતે જાણ્યાવગર માણસ પશુની તુલનામાં ગણાશે.

## અભણ વિષે દોહરો.

નહિં હુન્નર હું નર ન કે, હું નારી નહિં બોલ;
નારી પણ શીખે કહે, હું ન અન્યતર તોલ. ૧

અર્થ—મનુષ્યમાં નર, નારી, અને નાન્યતર એવી ત્રણ જાતી છે. તેમાંથી હે અભણ તું કઈ જાતીમાં છો એમ તને પૂછશે, તો તું કહીશ કે હું નર છું. પણ જો તારામાં હુન્નર નથી, તો તું હું નર એમ ન કહે. ત્યારે તું કહીશ કે હું નારી; તો તે પણ તું નથી. સબબ નારીઓ પણ શીખે છે. ત્યારે તું એમ કહે કે—હું ન અન્યતર (નાન્યતર) એ બેમાંથી કોઈ નથી.

## સૂચના.

કદી કોઇને એવો સવાલ ઉત્પન્ન થાય કે આટલું બધું શીખાય ક્યારે? તણે જાણવું કે આમાંની કેટલીક બાબતો એવી છે જે જરૂર જ્ઞાન મેળવી સંસારના ખટલામાં પડ્યા પછી પણ સાધ્ય થઇ શકે છે. અંગ્રેજીમાં કહેવત છે.

Nothing is impossible to a willing mind.

ઇચ્છાતુર મનને કોઇપણ વાત અશક્ય નથી.

માટે હે મારા પરમપ્રીય બંધુજન, આ ઉપરની બાબતોનો અભ્યાસ, આ પૃથ્વીના જબર ખજાનાની કુંચી છે. એથી મનુષ્ય મુસાફર આ જગત એક માનવીની ચિંતા, હલાકી, કે મોજ મજાનું માત્ર રહેઠાણ છે, એમ ન સમજતાં તે સર્વવ્યાપક, વિશ્વનાથ, વિશ્વંભર, નિયંતા પ્રભુનું મંદીર છે એવી નિરિક્ષા કરવા સમર્થ થાયછે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી વિદ્યા તથા કળા કૌશલ્યના શોખી હતા તેમણે રામસંગ માલમની મદદથી તોપો ગાળવાનું કારખાનું કાઢ્યું. અને ઘડીઆળો, તથા યૂરોપીયન કારીગરીના નમુના તમામ બારીકીથી ઉભા કરાવ્યા તેમાં તણે દેશી શિખાઉઓને એવા પ્રવિણ કરચા કે તેની અસર હજુ દેશમાં છે. લાખાસાઇ મશરૂ તેની કારકીર્દીમાં ચાલું થયો. રાઓશ્રી વૃજ ભાષા જાણતા હતા, અને તે શીખાવવા ભુજમાં એક પાઠશાળા પણ સ્થાપી છે. કાવ્યશાસ્ત્રમાં નિપુણ હતા. તે વિદ્યામાં એટલી આશક્તિ હતી કે “લખપત પિંગળ” નામે ગ્રંથ રચાવ્યો હતો. ગાયન વિદ્યા પણ રીતસર એમના વખતથી દાખલ થઈ છે.

### ૨ रोआब (भभक्को.)

મહામાયા નામની દાસી ઇશ્વરની સમીપ જઇ દંડવત પ્રણામ કરી હાથ જોડી અરજ કરે છે. (જે સ્વામી અકલગતનો છે, તેની

દાસી પણ તેવીજ હોય, માટે તેની હયાતીનું કારણ, સેવા, અને વર્ત્તણુક આપણાથી કળાય તેમ નથી. પરંતુ એટલું તે ખરૂં કે સત્વગુણ થોડો, પણ રજ, અને તમોગુણથી તે ભરપૂર છે.)

મહામાયા—મહારાજ, આપ તો પૂર્ણાનંદ પૂર્ણ પુરૂષોત્તમ છો; પણ હું તો અપૂર્ણ, માટે નવરી બેશી મૂંઝાઉંછું તેથી જો આજ્ઞા હોય તો હું મારા કાળક્ષેપ વાસ્તે ખેલ કરૂં.

પૂર્ણાનંદ પ્રભુ—ઠીક છે.

મહામાયા—પણ મહારાજ, તેમાં આપની સાહ્યતા જોઇશે.

પૂર્ણાનંદ પ્રભુ—ઠીક છે. એટલું કહી તેણે (માયાએ) બ્રહ્માંડો, અને તેના પરના પદાર્થોના મનભાવતા ઘાટો રચ્યા. પણ તે કોઈ ડગે નહીં. એટલે વળી તે જ્યોતિસ્વરૂપ નારાયણ પાસે આવી બોલી, મહારાજ, આતો સર્વે જેમના તેમ પડ્યા છે.

નારાયણ—ઠીક છે.

માયા—મહાપ્રભુ આપની મદદની મેં કબુલાત લીધી છે માટે તેને ચાલતાં કરો.

ચૈત્યન્યસ્વરૂપ—ઠીક છે.

એ છેલ્લા શબ્દો કહ્યાનેજ એક પ્રકાશનો ભભુકો તથા માયા ઘાટોમાં દાખલ થયાં, કે સર્વે પોતપોતાને માર્ગે ચાલવા માંડ્યાં.

સર્વે પ્રાણીઓમાં વિચારને લીધે શ્રેષ્ઠ એક મનુષ્ય હતું. તે માયાને કહે છે. માતાજી, આ શું કીધું? મને નાં હકનો કેદમાં નંખાવ્યો.

માયા—સાંભળ જીવ તું તારે પાપે કેદ થયો છે: ચૈતન્ય પ્રકાશમય પ્રભુથી તું છેટે જઈ મારી આસપાસ ભમ્યો. માટે હવે સોબતનાં ફળથી જે મારી ગતી તે તારી.

જીવ—પણ માતાજી, હવે હું એ ભર્ગ વરેણ્યમાં પાછો કેમ મળીશ?

માયા—હું તને છોડીશ નહીં કેમકે તું મારે લીધેજ હેરાન થયો છે પણ તું દ્દઢ નિશ્ચય કરી મને મુકીશ કે તારી મુકતી થઇ, પાછો તું તારાં અસલ શુદ્ધ રૂપમાં મળી જઇશ.

જીવ—પણ માતાજી, મારે જગતમાં વર્તવું કેમ તેતો કહો?

માયા—સાંભળ. મેં વિચાર્યું કે સર્વે પદાર્થો કરી તેમાં સત્વ-ગુણ મૂકીશ, તો મારે ખેલ કરવાની જરૂર ન હતી. સબબ, તેથી વસ્તુ માત્ર જે સ્થાયી ભાવમાં હતી, તેમાં રહેશે. કદી તમોગુણ મુંકીશ તો પદાર્થો માંહોમાંહે અથડાઅથડી કરી એક પલમાં જેવા હુતા તેવા થશે. વાસ્તે વિચાર કરી, તમો-ગુણ વિશેષ, તેથી ઉતરતો રજોગુણ. અને તેથી ઉતરતો સત્વગુણ રાખ્યો છે. (તું સત્વગુણ ધારણ કર એમ ખુલ્લી રીતે જો કહીશ, તો રખે તે સલ્હા માની, તેમ વર્તશે, તો મારૂં નાટક બધૂં ચુંથાઈ જશે માટે કહે છે કે) પરંતુ તારી ગાંડા-ઈથી પરલોકમાં મારી સોબત કરી ઉત્તમ કાંતીમય સ્વરૂપથી દૂર થયો તથાપી તે અપાર કરૂણાના ભંડાર પ્રભુએ તારાપર મેહેર કરી તને વિચાર શકિત આપી છે, તેથી તને જે સર્વોત્કૃષ્ટ હિતકારી રસ્તો જણાય તે લે.

સત્વગુણ એટલે સત્ય, દયા, અને ન્યાય: રજોગુણથી ભવ્યતા જણાય તેવા ગુણો: જેવા કે કામ, અહંકાર અર્થ પ્રાપ્તિની ઇચ્છા, તથા તેને ઉદ્દીપન કરનારા ગુણો: તમોગુણ એટલે અંધકાર જેમાં-થી ષડ અરી નીકળ્યા છે. તે હદ મૂકી વિનાશ કરે છે તે.

આ ઉપરથી જણાશે કે સત્વગુણ કેવળ જ્ઞાન; અને તમોગુણ કેવળ અંધકાર; એ બેની વચ્ચે રહી પોતાની હદમાં રમનાર રજો-ગુણથી જગતની ઉદાસી મટે છે. માયા કહે છે કે આ રજોગુણથી હું મારા મતલબમાં પાર પડી છું.

Not the bribes

Of sordid wealth, nor all the gaudy spoils
Of pageant honour can seduce to leave
Those ever-blooming sweets, which from the
Stores of Nature fair imagination culls
To charm the enlivened soul,

અર્થ—કુદરતના ભંડારમાંથી સુંદર કલ્પના શક્તી તાનમાં આ-વેલા જીવને મોહ પમાડવા જે નિરંતર બહારમાં આવેલા મિષ્ટ પદાર્થો ચુંટી કાહાડે છે, તેમાં સપડાઇ ગએલા મનને, ફસાવનારી દોલતની લાલચો, કે મોહકારક આબરૂની દમામી લૂટો મુક્ત કરી શકનાર નથી.

જુઓ કે આકાશરૂપી છતમાં લાખો તારા રૂપી હાંડીઓ, તથા તેના ઝુમરો, અને વચ્ચે ચંદ્ર સૂરજનાં મોટાં દેદિપ્યમાન બિંબો લટકે છે. અનેક રંગી વાદળાંના સાંજ સવાર ચંદરવા બંધાય છે; વર્ષોવર્ષ નવી હરીયાલીની મનોહર છાંટનાં ફૂલોવાળી જાજમો પથ-રાય છે: તેવા સુંદર વિશાળ બાગની વચ્ચે મોટાં મધુર સરોવરરૂપી હોજો આવી રહ્યા છે: નદીરૂપી ચોખી નેહેરો વહે છે: અને તેને કિનારે સુશોભિત ફૂલો ફળોથી લચકી ગયેલાં ઘટાદાર વૃક્ષો ઝુકી રહ્યાં છે: તે પર ચિતવેધક અનેક વર્ણોનાં પીંછાંથી વિરાજતાં વિહંગો એક માલિકની સ્તુતિના ધ્વનીથી, અને વચ્ચે વચ્ચે દૈત્યના જેવા અક્કડ ઉભા રહેલા પહાડોપર પવનના ઝપાટા જાણે મહા કિરતારની ખૂબીના પોકાર કરનાર નકીબો આકાશને ગજાવી વિશ્વનો સુનકાર એકદમ તોડી નાંખે છે.

એવીજ રીતે માનવીમાં ગ્રહસ્થ તથા રાજા પોતાનાં ચલિત ઘર (શરીર) અને સ્થિર ઘર, તથા તેના પાડોશને વિવેકની હદમાં થેલી, યા ખજાનાનું મોહોડું ખુલ્લું કરી નિરપકારી શોભતો દમામ રાખે તો તેથી કળાકૌશલ્યને ઉત્તેજન, તથા આત્માને આનંદની પ્રાપ્તિ થાય છે. વળી રજોગુણ અને તમોગુણના ભક્તો આ રોઆબમાં લેવાઇ તેના ભોગીને આપોઆપ પોતાના શિર નમાવી દે છે.

ભભકાથી મોહ થાય છે. મોહથી મન ખેંચાય છે; અને પદા-ર્થથી સંસર્ગ થાય છે, તે સંગથી તે પદાર્થમાં ગુણ જણાતાં તેમાં પ્રીત બંધાય છે. પ્રીતથી સંપ થાય છે. સંપથી બરકત: અને બરક-તથી સુખ થાય છે. માટે સુખ પ્રાપ્તીને અર્થે વય અને પદીને શો-ભતો ભભકો પણ જરૂર જણાય છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી લખપતજીએ આંયના મેહેલ, તથા હોજવાળા બગીચા કરી દરબારી મકાન શોભાયુકત કર્યાં.

૨. રીતસર રાજ્યની કચેરી કરવાનું પ્રથમ એ રાવથી દાખલ થયું.

૩. દિલ્લીમાં પોતાનાં માણસો વગેરાં મુકી એવો રોઆબ સાચવ્યો હતો કે અહમદશાહ પાદશાહે "મિરઝા" નો કિતાબ, તથા માહી મરાતિબ આપ્યાં.

૪. એજ પ્રમાણે કાબુલના મહુંમદશાહ રાજા પાસેથી "મહારાજાધિરાજ" નો ઈલ્કાબ મળ્યો.



મંડાર ભરવા નજર દેશળ પ્રથમ બીજાની ધરો. (ચાલુ) પાને ૫૪ સૂચના જોવી. મહારાઓ શ્રીદેશળજી બીજામાં તેજ નામના પેહેલા રાઓશ્રીના જેટલા ગુણો હતા. પરંતુ સમયાનુસાર વિશેષ ગુણો તેમનામાં હતા. તેનું હવે વિવરણ કરીશ.

## ગુણોનાં નામ.

૧. લોક પ્રીતી. ૨ દેશ સ્થિતિની તપાસ. ૩ નવરા ન બેસવું: ૪ ધોરણો: ૫ મીઠી વાણી: ૬ ન્યાય.

### ૧. लोकप्रीति.

જે રાજાએ લોક પ્રીતી મેળવવાની આકાંક્ષા રાખી, તેણે જાણે દેશની આબાદી, અને પોતાના અંગની સલામતી ચાહાવા પગલું ભર્યું, એમ સમજવું. આપણે આપણું કામ કાઢવું પછી લોકોનું ગમે તે થાઓ, એવી રાજ્યરીતીના રાજાને જુલમગાર કહે છે. તેવા રાજાની ઉમ્મર તથા કારકીર્દી લાંબી અને સમાધાની ભરેલી થાવાની નથી. તે જાણે કે હું વાઘ છું, મને કોનો ડર છે? તો એ મોટી ભુલ છે. વનનો વાઘ વનનાં ઝાડોથી: અને ઝાડો વાઘથી સલામત છે. પ્રજાના વાજબી પોકારપર જે રાજા લક્ષ આપતો નથી, તે પોતા સિવાય બીજો કોઈ તેનો માલિક નથી એમ જાણે છે. પણ તેમ નથી.

The cry of the wrongly distressed penetrates the sky.

અર્થ—નાંહક સતાવેલા લોકોની રાડ આકાશને વીંધી નાંખે છે.

મતલબ, તે ઇશ્વરના કાનને પોંહોંચેછે. અને તરત દાદને મેળવેછે. તેમાં વળી ગરીબોનો નીસાસો તો બિલકુલ બાળી ભસ્મ કરે છે.

### દોહરો.

તુલશી ગરિબ ન છેડીએ, બુરી ગરિબકી હાય,
મૂએ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય;

એક પિતૃભકિત ધરાવનાર રાજા રૈયતને ન સતાવતાં તેને રાજી

રાખી તેની સમૃધ્ધી થવાના ઉપાયો લે છે. અને તે એવી ચતૂરા-ઇથી કે તે તેમનાં શરીર ઉપર નહીં, પણ મન ઉપર અમલ કરવા શક્તી મેળવે છે.

The wiseman reigns in the souls and hearts of men.

ડાહ્યો માણસ માનવીના આત્મા અને અંતઃકરણમાં સત્તા ચ-લાવે છે. વિશેષ, પાછળ તે હતો તેની સાબીતીનાં પગલાં મુકી જાય છે, જેની, તેના વારસો નકલ કરી પોતાની સુખ શાંતિ વાસ્તે પોતાના યોગ્ય પિતાનો ઉપકારી થાય છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. ભુજમાં એક વખત મોચીની નાતમાં કન્યાનો વાંધો થાતાં એક પક્ષવાળાએ જોરાવરી કીધી. તેની ફરીઆદ કરવા તેઓ બૂમો નાંખતા રાઓશ્રી પાસે આવ્યા. તે ટાણે ભાણાં આવ્યાં હતાં. માટે ખવાસે તેમને બેસવાનું કહ્યું. પણ તેઓ જુસ્સામાં વાત ક-રતા હતા, તેનો તવાર રાઓશ્રીને કાને પડતાં ખાણું પડતું મૂકી તે-મનું સાંભળવા પધાર્યા. તેઓ બંનેને ખૂબ સમજાવી ઘેર મુકયા. અને પાછા ભોજન કરવા બિરાજ્યા. ત્યારે એક ખવાસે કહ્યું કે બાવા, એ હલકા લોકો સારૂં તે શું કરવા એટલી તસ્દી લીધી? ખાણું બધું ઠરી ગયું. તેનો ઉત્તર વાળ્યો કે બચ્ચા તું શું જાણ? રૈયત એ રાજનું અંગ એટલે મારાં છોકરાં છે. તો છોકરાં દુઃખમાં પડ્યાં હોય ને બાપને ખાવું કેમ ભાવે?

૨. પોતાના અભિપ્રાયથી રૈયતનું મન ન કચવાય, વાસ્તે જુદી જુદી જ્ઞાતિના ચાલ રિવાજનો બહુ અભ્યાસ કર્યો હતો. અને વસ્તી માટે આટલી ચોંપ રાખ્યાથી લોકો બોલતા કે "દેશરા પર-મેસરા" (દેશળ રાઓ તે પરમેશ્વર) આટલી રૈયતની આસ્થા, એટલે તેનું વચન તેઓ કદી ઉથલાવતા નહીં.

His intimate knowledge of the character of his subjects enables him to exercise a great sway over their minds. LIEUT. S. N. RAIKES.

**અર્થ**—પોતાની પ્રજાની ચાલચલગત વિષે પક્કી માહિતી તે લોકોનાં મનઉપર ભારી સત્તા ચલાવવા તેને શક્તીવાન કરે છે.

આવા ઘણાએક દાખલા અપાય એમ છે. જે રાજા વસ્તીપર આ રીતે જુએ તે તેની પ્રીતી શું કરવા ન મેળવે.

---

## ૨. દેશસ્થિતિ તપાસ.

જેમ એક શાહાણો આદમી પોતાના અંગની, ઘરની ચાલતી સ્થિતિ હમેશાં તપાસતો રહે છે, તેને ગડબડ થતી વખત તે સમાવવા બીજાની સાહ્યતા કવચિતજ લેવી પડે છે. તે અંદર જો કાંઇ ફેરફાર થયો તો તરત લક્ષ આપે છે, તથા તેના સુધારા વાસ્તે પોતે ઉપાય લે છે. એ પ્રમાણે એક ચતુર રાજા પોતાના દેશની સ્થિતિ વિષે સાવધાન રહે છે. એથી તે સમાધાની, તથા આબાદી ભોગવે છે.

તે જમીનની હાલત સુધારવા, તેની અંદરના ખનિજ પદાર્થો બહાર કાહાડવા, તથા લોકોને શૂરા અને સુધરેલા કરવા ખંતી રહે છે. કેમકે તે જાણે છે જે

The worth of a state, in the long run, is the worth of the individuals composing it. J. S. Mill.

**અર્થ**—એક રાજ્યની યોગ્યતા ઘણુંકરી, તે રાજ્યના લોકોની યોગ્યતામાં રહી છે.

આ મૂળતત્વો ઉપર તે દેશી જનોમાં જ્ઞાન, તથા કળાનો પ્રસાર કરવા નિશાળો સ્થાપે છે, ખેતીવાડીનો સુધારો કરે છે, અને વ્યાપાર વૃદ્ધી થાવામાં જે અડચણો હોય, તે દુર કરી બીજી સગવડો કરી આપે છે. અને પોતાની દોલત, તથા દરજ્જામાં વધારો કરે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. તેઓ અઢી વર્ષના હતા ત્યારે રીજન્સી થઇ હતી. પણ દેશની સ્થિતિથી વાકેફ થાવા તેના મેમ્બરોને એવા સવાલો કરી

જ્ઞાન મેળવ્યું કે અંગ્રેજ સરકારે તેમને મુખ્તારી આપવાની મુદ-તમાં એક વર્ષ ઘટાડી રાજ્યની લગામ સોંપી દીધી.

૨. તેમણે પોતે પણ યુરોપીયનના હાથે કેલવણી લીધી હતી. તેના લાભ જાણી સંવત ૧૯૦૭ માં એક આસ્પીટલ તથા સ્કૂલ ઉઘાડી. અને સંવત ૧૯૧૪ માં અંગ્રેજી સ્કૂલ સ્થાપી. ગોલાનો વ્યાપાર, સતી, ત્રાગાં બંદ કર્યાં.

૩. દેશની, તથા દરબારની સ્થિતિ રીતી હમેશ મનમાં મજ-બુત રહેવા દરેક મુકદ્દમાનો ફેસલો આપવાનું, તથા નોકરોની બાહાલી બરતરફીનું પોતાના હાથમાં રાખ્યું હતું. તે વખતનો પો. એ. લફ્ટનન્ટ રેકસ લખે છે કે.—

Each case, however, is finally submitted and disposed of by His Highness, without whose order, not even a horseman is dispatched from the stables.

અર્થ—તથાપી દરેક મુકદ્દમો અંતે રજુ થાતો તેનો ચુકાદો રાઓશ્રી પોતે કરે છે. તેમના હુકમવગર ઘોડારમાંથી એક સ્વા-રને પણ ક્યાંહીં મોકલી શકાતો નથી.

૪ ખેતીવાડી તથા વ્યાપારને ઉત્તેજન આપવાથી દેશની ઉપજ કોરી ૩૦ લાખ સુધી કરી હતી.

---

## ३. नवरा न बेसवुं.

માણસને કામ પછી વિશ્રાંતી લેવાની જરૂર છે પરંતુ તે વખતમાં પણ કાંઇક રમુજી ઉદ્યોગ કરવો જોઇએ. કામ ન હોવાથી નવરા બેસતાં શરીર તથા મન કટાઇ જાય છે. અને હયાતીનો લાભ બિલકુલ લઇ શકાતો નથી. થોડા દહાડા સંગરી મુકેલું નાણું ઝાંખ મારી જાય છે, પણ તેજ ચાલુ રહેતાં સાફ રહે છે.

Running water is clear and sweet and fresh, but stagnant water is noisome and deleterious.

DR. BREWER.

અર્થ—વેહેતું પાણી સ્વચ્છ, મીઠું, અને તાજુ રહે છે. પરંતુ ભર્યું રહ્યું બગડેલું, તથા ઝેરી થઈ જાય છે.

માટે માણસે નવરાશને વખતે વિદ્વાનો સાથે રમુજી વાતો, કે દેશની આસપાસ સેહેલ કરવા નિકળી પડવું. યાતો શતરંજ જેવી રમત રમવી. તેમ કરવાથી મનની સર્વ શક્તીઓ પ્રફુલ્લિત રહે છે. અને તે નકામા વિચારોમાં ગૂંથાતું નથી. કારણ કે તેનો ધર્મ છે જે તેને કાંઇનું કાંઈ પણ કરવાનું જોઇએ છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી પોતાનો વખત નકામો બિલકુલ જવા ન દેતા. ફુરસદ હોય ત્યારે તોશાખાનાં કે ઘોડારમાં, હાથીથાનોમાં, કે ગાયોની તપાસમાં ગાળતા. અને તે હજારો પ્રાણીસુધ્ધાં એક-એકને ઓળખતા. તે પ્રાણીઓ પણ રાઓશ્રીને જોઈ પોતપોતાના જાતી સ્વભાવ પ્રમાણે પ્યાર બતાવતાં. આવી તપાસથી તેઓ બહુ સારી હાલતમાં રહેતાં. સબબ તેના ઉપરીઓને મનમાં શક રહેતો કે અમારી ગફલત વાસ્તે અમને પૂછનાર છે.

૨. અવકાશને વખતે પ્રાંતના કોઇ ભાગમાં પણ નીકળી જઇ ત્યાંના લોકો પાસેથી દંતકથા અને દેશની રૂઢીઓનું જ્ઞાન મેળવતા. વ્યાપારીઓને જુદા જુદા દેશાવરોની ખબરો પૂછતા. એક વખત રાઓશ્રીને બહુ કામ ન હોવાથી બોલ્યા કે વાલા, (ખવાસનું નામ) પાંકે ત્રે ચાર દાડા કીં કમ નાંય સે મંડે વેંધાસું. ઉત મિડે સોંજ આય.

ખવાસ—બાવા (ઉનાળો હતો તેથી) હેર કુરો કંધા. ગરમી ભારી પચેતી.

રાઓશ્રી—મૂરખ, મજા ત હેવર આય. ડેશાવર જા વાહાણું અચેજો વખત હી આય.

ખવાસ—આંજી મરજીઃ અને પાછલી રાતે કુચ કરતાં સવારે માંડવી પધાર્યા. વસ્તીને ખબર થયા હતા કે દરબાર ઘણું ડેરવાના નથી, એટલે સલામની ઇચ્છા જણાવી. તેઓને બીજે દાહાડે સવારના આઠ બજે આવવા હુકમ કર્યો. રાત્રે બે ત્રણ વાહાણો પણ

આવ્યાં હતાં; માટે પ્રાતઃકાળના વેહેલા ઉઠી કાંઠે જોવા પધાર્યા. ત્યાં માલમને ઉતરતાં જોઇ તેને પોતાની પાસે બોલાવ્યો, અને તેનાં વાહાણની, ધણીની, રસ્તામાં આવતાં વખતની, શું માલ છે, વગેરાં સર્વે ખબર પૂછી. બીજા વાહાણોની પણ હકીકત મેળવી. સાત બજ્યા એટલે બોલ્યા કે હવે આપણે ચાલો, વેપારીઓને આવવાનો વખત થયો છે. વેપારીઓ આવ્યા અને નજરાનાં કર્યાં; તેમનો રીતસર આદર કર્યો. પછી તેમાંથી એક વાહાણ ધણી હતો, તેને પૂછે છે. "આંજી સલામતી રાતજો બીં વગે આવૈ આય." એમ કહી તેની બાંધણી, માલમનું નામ, માલ, સફરની મુદત, અને વર્ષમાં બીજી કેટલી સફરો કીધી તે વિસ્તારથી કહ્યું. વેપારીને હજુ કાગળ મળ્યા નહતા તેથી સ્તબ્ધ થઇ જોયા કીધું. એટલામાં હજુરીએ ખબર કર્યા કે બાવા, નીચે એક શેઠની પૂછા થાય છે. તે પૂછનારને ઉપર બોલાવ્યો, તેણે શેઠને કાગળ આપ્યો. પણ વાંચવા અનમન કર્યું. પરંતુ રાઓશ્રીએ ફરમાવ્યું કે ભલે વાંચો. તે વાંચી શેઠે કહ્યું કે બા દેશળ રાત પરમેશ્વર. એ ખોટું નથી. અમને હમણાં ખબર થયા, અને આપે સર્વે આગળથી જાણી લીધું. તેનો ઉત્તર વાળ્યો કે હું સવારે ફરવા ગયો હતો, ત્યાં માલમને પૂછી લીધું હતું. પણ ગયે વખતે તમારો શું માલ આવ્યો હતો? તેનો જવાબ શેઠે આપ્યો કે ફલાણો. રાઓશ્રીએ કહ્યું કે તે ઠીક. પણ હાથીદાંત તો આ સાલથી દોઢો હતો. પણ વેપારીએ હઠ કીધો કે નહીં બાવા ગૈ સાલ પણ તેટલોજ હતો. પરંતુ તજવીજ કરાવતાં રાઓશ્રીનું બોલવું ખરૂં થયું. માલ ઓછો આવવાનું કારણ પૂછી, હરકતો હોય તો મટાડવા ખાતરી આપી. કેટલીક રીતો બતાવી તેમને વાતોથી ખૂબ રાજી કરી વિદાય કર્યા. અને આવી તેની સ્મરણ, વિચાર, અને તર્કશકિતનાં ખુલ્લે મોહોડે વખાણ કરતા તેઓ ઘેર ગયા. આવા તે જ્ઞાનેચ્છુ હતા. અને તેથી જ્ઞાનનો મોટો ભંડોળ એકઠો કર્યો હતો.

With the traditions and customs of the country, His Highness is well informed, better probably than any other man in the province. LIEUT. S. N. RAIKES.

અર્થ—દેશની દંતકથા તથા ચાલરૂઢીથી રાઓ સાહેબ એવા માહિત છે કે આખા રાજ્યમાં એના જેવો એ વિષયમાં વાકેફ મળી શકશે નહીં.

---

## ૪. ધોરણો.

ધોરણ વગર હરેક કામ સીધું, અને સહ થઇ શકતું નથી. ઇશ્વરે પણ હરેક કામમાં ધોરણ સાચવ્યું છે. કવી પોપ કહે છે કે—
Order is heaven's first law.

અર્થ—ગોઠવણ, એ ઇશ્વરનો પેહેલો કાયદો છે. તે એટલે સૂધી કે તેમાં જરાક ગડબડ થઇ તો બધું અસ્તાવ્યસ્ત થઈ જાય છે.

> The least confusion but in one, not all,
> That system only, but the whole must fall.

માત્ર એકજ ભાગમાં જરા અવ્યવસ્થા થાવાથી, તે આખો ભાગ લય પામે છે એટલુંજ નહીં, તેનું આખું અંગ ત્રુટી પડે છે.

એટલો જબર આધાર ઇશ્વરે ધોરણ ઉપર રાખ્યો છે; અને જોઇએ છીએ તો તેના ફાયદા પણ ઘણા છે.

૧. આંખને દરેક ચીજ પોતપોતાની જગામાં જોઇ આરામ મળે છે, મનને તેથી પ્રમોદ થાય છે.

૨. ખાતાંનું કામ જલદી મગજમાં ઉતરી જાય છે.

૩. વસ્તુઓ ખાંખળ વીંખળ પડી હોય છે ત્યારે ઘણી દીસે છે તે ગોઠવાતાં થોડીક થઈ રહે છે.

૪. ગોઠવણથી વખત જેવો અમૂલ્ય પદાર્થ વ્યર્થ જતો નથી. સબબ જે વખતે જે જોઇએ છે તે તરત મળી આવે છે.

૫. છેલ્લે આ વ્યવસ્થા જોનારાઓ તેની ખૂબીથી મોહ પામી તેવી વર્તણુક રાખવાની પેરવી કરેછે. તે પાછલી ઓલાદને મોટો લાભછે

ધોરણ આવી તરેહથી લાભકારી છે, માટે હરેક કામ વ્યવસ્થા પૂર્વક ચલાવવા માણસે ખૂબ લક્ષ આપવું જોઇએ છે.

## ઐતિહાસિક દ્રષ્ટાંત.

૧. પ્રથમ લખાણ વગર કેટલુંક કામ મોહોડે થાતું. તે ઠક્કર નાનજી જીવરાજ નામના ભાટીઆ ગ્રહસ્થની સલ્હાથી રાઓશ્રીએ સુધારી ધોરણથી લેવા માંડ્યું. જેથી કોઠાર, રોકડ, નવલખા, વગેરાં ખાતાંમાં રીતથી કામ થવા લાગ્યું.

૨. એટલાથી સંતોષ ન પામતાં સંવત ૧૮૧૫ ની સાલમાં એક આગ્રાના વાસી મુનશી બિહારીલાલજીને દીવાન કરી સમયોચિત ધોરણો દાખલ કર્યાં. તે દીવાન એવા તો સુજ્ઞ હતા કે તમણે રાઓશ્રી, તથા રૈયતની બહુ પ્રીતી સંપાદન કરી હતી.

---

## ૫. मीठी वाणी.

જીભ એક હાડકાં વગરનો માંસનો લોચો છે. તથાપી તે મહા કઠોર હાડકાં તોડાવે છે, તથા તેજ રંકમાંથી રાય કરી દે છે. એવા લોચાને જે માણસ વશ નથી રાખતો તે ઉન્મત્ત ઘોડાપર વગર લગામે બેસે છે. એથી આ ટીંબા ટેકરા તથા ખાડા વાળી જમીનરૂપી સંસારના પટ ઉપર જલદી લોચો થઇ પોતે પડશે. પ્રીય મિત્ર, જ્યારે એ માંસનો કટકો માહાકાર્ય કરવા સમર્થ છે, ત્યારે તેનો તેવી રીતે ઉપયોગ કરી આ સંસાર સાગરમાં શું કરવા ગોથાં મારે છે?

### श्लोक.

संसारकुटवृक्षस्यद्वेफलेअमृतोपमे,
सुभाषितंचसुस्वादौसंगतिःसुजनेजने १

અર્થ—આ સંસાર એક કૂડનું કડવું વૃક્ષ છે. પરંતુ તેમાં બે અમૃતસરખાં મધુર ફળ થાય છે. એક તો મધુર વાણી, અને બીજું સત્સંગતી.

માણસ જ્યાં સૂધી બોલતો નથી, ત્યાં સૂધી તે કાચનો વેચનાર કે ઝવેરી છે, તેની ખબર પડતી નથી. પણ જેટલે હોઠ ઉઘાડ્યા, એટલે તેનો માલ અને મત સત્વર પાધરાં થઈ રહે છે. લોર્ડ બેકન કહે છે કે—

Men's discourse is according to their opinions.

અર્થ—માણસોની વાતચિત, પોતાનાં મતોને અનૂસરી હોય છે. ત્યારે હમેશાં જે ન્યાયનો રસ્તો જાળવી મધુર ભાષણ કરતો હોય તે આ સૃષ્ટિમાં બુધ્ધિવાન માણસોનાં અંતઃકરણ વશ કરે તેમાં આશ્ચર્ય નથી. મીઠા વચનથી તો જંગલી જાનવરો પણ મસ્તી મુકી શાંત પડી જાય છે. એક ઘોડો, હાથી કે કૂતરો મિજાજમાં આવી તોફાન કરે છે, ત્યારે તેનો માલિક નરમાશથી તેની પીઠ થાપડી "માં, માં" એવી કઢંગાઇ તું કેમ કરે છે? વગેરાં મીઠા શબ્દોથી, તથા આપણી કાંતિ મધુર જોઇને તે તરત નરમ પડી જાય છે.

## દોહરો.

મધુર વચન તે જાતુ મિટ ઉત્તમ જન અભિમાન;
તનુક શીત જલસેં મિટે, જૈસેં દૂધ ઉફાન.—૧ વૃંદ.

માણસને રાજી રાખવા આપણાથી મોટી રકમો તો અપાવી મુશ્કીલ. પરંતુ મધુરવાણીથી તેને ખુશી રાખવાનું બની શકે એમછે.

આહા! આવી આલ્હાદકારક મીઠીવાણીરૂપી બુંટી, નાણાં વગેરાંથી કામ ન સાધી શકાય, તે, તે સેહેજ સાધી શકે એવીછે, ત્યારે તે પોતાની કોશીશથી કે કોઇપણ મહા વિદ્વાન અથવા અનુભવીના સંસર્ગથી દરેક જણે મેળવવી ઘટે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

રાઓશ્રીની મધુર વાણી વિષે શું કહેવાનું છે? સન ૧૮૫૭ ના હિંદુસ્તાનના બલવાની સમાપ્તી થવા પછી, બીજે વર્ષે ઢંઢેરો નીકળ્યો તે ઝાહેર સભા કરી પોલિટિકલ એજંટ સાહેબે વાંચ્યો. તેનો ઉત્તર દુખતી ગરદને વાળ્યો કે "સરકાર તો હમારે માઈ બાપ હૈં.

માઇ બાપકી બુઝરગીમેં બચોંકી બુઝરગી આપહીં હોતી હૈ. હમ પરવરદેગારકા સદહુઝાર શુકરાના કરતે હૈં જો સબ નીમકહરામ બલવાખોરોંકો નાબૂદ કરકે હમારે દોસ્તકો આશૂદગી દી. અબ હમારે રૂહકો આરામ મિલા. ઇનસાફી રાજકી આબાદી દિન બ દિન બઢતી રહો: આમીન:

૨. આવી મીઠીવાણી સાથે તેવાં આચરણથી તેમણે રૈયતની પ્રીતી, તથા સરકારમાં મોહોબત વધારી હતી.

He has always shown himself in word and deed a faithful and devoted ally of the British Government.

LIEUT. S. N. RAIKES.

અર્થ—તેમણે હમેશાં પોતાનાં વચનો અને કર્મોથી અંગ્રેજ સરકારના એક વફાદાર, અને ખરા દોસ્ત હોવાનું સાબીત કરી આપ્યુંછે.

## ૬. ન્યાય.

ન્યાય એ ઇશ્વિરના આસનનું નૂર છે. માણસ જ્યારે બધાં સરખે દરજ્જે હોય છે, અને તેમાંથી એક શૂરનર તેમનો ઉપરી થાય છે, ત્યારે તે એ નૂરના કાનુનથી હું તમારા સર્વેના હકો જાળવીશ એમ કબુલાત આપે છે. અને તે કબુલાત આપનારો તેવીજ શુરૂઆત કરી અંતકાળસૂધી તેમ વર્તે છે, તેની પ્રભુતા જગતમાં ગવાય છે. એથી ઉલટો ચાલનારો, "અધમ અઢી દાહાડા" એ કેહેવત પ્રમાણે ભાંગી ભૂકો થાય છે. ન્યાય એ શબ્દ જો કે માત્ર બે અક્ષરનો છે, તથાપી એથી જગતનાં બહુ સૂક્ષ્મથી મહાભારત કામ પોતપોતાને રસ્તે ચાલ્યાં જાય છે. ન્યાયનો હોદ્દો જેને સોંપવામાં આવે છે, તેણે ઇનસાફની ગાદીએ બેસતી વખત સર્વે સ્નેહી સંબંધીનાં બંધન એક કોરે મુકી અદલ કરવાનો ખલકો પેહેરવો જોઇએ. ન્યાય માણસોને પોતપોતાની હદમાં ચલાવવા સારૂં છે, માટે તે પાળવા જે કાયદા કાહાડવા તે પોતાની દયાનતને પૂછી બુદ્ધિની મસ-

લતથી પ્રકટ કરવા. કે જેથી તે અતી નરમ થઈ ઇનસાફનો હેતુ ઢીલો ન કરી નાંખે; તેમ અતી કઠોરતાથી તેનો હેતુ વિક્રાળ ન થઇ પડે. ઈશ્વિરી નીયમ પ્રમાણે ચાલનાર ન્યાય કરતી વખત આ કહેવત યાદ રાખે છે. Mercy seasons justice—એટલે દયાથી ઇનસાફ સલુણો થાય છે. કદી અલ્પ વિચારથી સખ્ત કાયદો નીકળી ગયો. અને તેની અજમાયશ પોતાના ઉપરજ આવી પડી તો પણ મહાન પુરૂષ સત્ય વચન ન લોપતાં દયાથી કામ લે છે.

કહે છે કે એક રાજાએ પોતાના રાજ્યમાં એવો કાયદો કાહાડ્યો કે મારી પ્રજાપર જે કોઇ બુરી નજર એટલે વ્યભિચાર કરશે, તેની બે આંખો હું કાહાડી લેશ. દૈવયોગે તેના એકજ છોકરાએ એ ગુન્હો કર્યો. ત્યારે સત્ય પાલન અને દયા, એ બેઉએ તેના ઉપર જુલમ કરવા માંડ્યો. તેથી તેણે પુત્રને પણ સદાકાળનું દુઃખ ન થાય, તેમ પોતાના સત્યનો પણ લોપ ન થાય, માટે એક આંખ પોતાની, તથા એક કુંઅરની કાહાડી ન્યાય કર્યો.

આવી તરેહથી કદી કાયદામાં સખ્તી થઇ જાય, અને પ્રસંગથી તેની ખાત્રી થાય તો તરત તેમાં ફેરફાર કરવો જોઇએ.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. રાઓશ્રી વસ્તીને ઇનસાફ આપવા બહુ ખંતી હતા તે વાસ્તે કોઈવાર તરેહવાર યુક્તિઓ કામે લગાડતા. મુસાફરી કરતાં તેઓ એક ગામડાંમાં આવ્યા: ત્યાંના એક લોકે કહ્યું કે આજ રોજ ચાર થયા મારી થાળીઓ તથા ડબરો ચોરાઇ ગયાં છે. રાઓશ્રીએ હાકોડોકો કરી સર્વે આવેલાઓને અમુક ચણાની રકમ આપી કહ્યું કે હવે તમે ગામની પ્રદક્ષિણા કરી પાછા આવો. જે ચોર હશે તેની મૂઠમાં ચાર દાણા વધશે. ચોર ગામડીઓ, એટલે રાઓશ્રીના દબદબાથી ડરી જઇ મુંઠીમાંથી ચાર દાણા ફગાવી દઇ બધા સાથે હાજર થયો. તે સર્વેને તપાસતાં રાઓશ્રીએ કહ્યું કે ચોર પકડાયો છે. અને તેને એક બાજુએ લઈ, એવો ધમકાવ્યો કે સર્વે માલ લઇ હાજર કર્યો. એના જેવા બીજા પણ દાખલા છે, પરંતુ

મારો ઠરાવ જે સારી સતાથી સાંભળ્યું હોય તેજ લખવું, માટે દાખલ કર્યા નથી.

૨. ઈનસાફ કરવા તેમને નહાનપણથી એવો શોખ હતો કે તેઓ વારંવાર આવી રીજન્સીના મેમ્બરોને હરેક વાત પૂછી જતા. તેમની ૧૮ વર્ષની ઉમ્મરે રેકસ સાહેબ લખે છે જે—

In 1833 His Highness commenced to take his part in the transaction of public business, in which he took great interest. His administrative abilities soon showed that he was already quite equal to the conduct of public affairs, not of an extraordinary nature. He attended daily at the Residency, constantly coming there from the palace, many times in a day to consult the Resident on any points in which he felt doubtful how to act.

અર્થ—સન ૧૮૩૩ માં રાઓશ્રી દરબારી જાહેર કામો કરવામાં સામેલ થયા. તેમાં તેઓ ભારી હોંસ બતાવતા. તેની કારભાર કરવાની શક્તિથી તરત જણાયું કે ઝાહેર કામોની વ્યવસ્થા સાધારણ દરજ્જે કરવાને તો તે ક્યારના બરાબર યોગ્ય થયા છે. તે દરરોજ પોલિટિકલ સાહેબને બંગલે આવતા, અને જે બાબતમાં કાંઈ શક પડે તે ટાળવા રેઝીડન્ટ સાહેબની સમ્મતી લેવા દાહાડામાં ઘણીવાર દરબારમાંથી બંગલે આવતા.

૩. ડાકટર સદાશિવને મોહોડેથી મેં સાંભળ્યું છે કે એક દીવસે એક કામમાં એક સાક્ષી રજુ થયો તેને જોઈને રાઓશ્રીએ વગર પૂછે રજા આપી. ત્યારે મજકુર ડાકટરે અરજ કરી કે હજુર, એની સાક્ષી આપે કેમ ન લીધી? તેનો જવાબ આપ્યો કે એ જુગારી છે. અમારાં શાસ્ત્રમાં તો (તમે તો વિદ્વાન વૈદ્ય છો) પેટ ભરૂ વૈદ્યની પણ સાક્ષી લેવા મના છે એમ કહી તેના હાથમાં વિદુરનીતિનું પુસ્તક આપ્યું. તેમાં એમ લખ્યું હતું કે "સાક્ષી વિષે આ સાત જાણા ગણવા નહી."

૧. સામુદ્રિક લક્ષણ જાણે છે તે.

૨. તોલમાં જુઠું કરનાર વાણીઓ.

૩. જુગારી અથવા પાસા નાંખીને શુકન આદિક કહીને લોકને ઠગે છે તે.

૪. પેટ ભરૂ વૈદ્ય.

૫. એ ચારનો પૈસા સાથેજ લક્ષ હોય છે, માટે વર્જવા. તેમજ કદાચિત વિપરીત સાક્ષ પુરશે, માટે શત્રુ;

૬. લોક ખરૂં માને નહીં માટે મિત્ર.

૭. ભડવો, અથવા છીનાળવો પુરૂષ, યા કેદી.

### हरिगितछंद.

५

गंभीरता ने सभ्यता, शांति शीयळ ए भूपमां:
भूषण ग्रहो ते पूर्णताथी रह्यां तीरथ रूपमां:
अवश्य गुणसंपन हता कुल पूर्वजो जे आपना:
प्राधान्य गुण में प्रकट करिया थया राओ प्रतापना.

### સાર.

ગંભીરાઇ, સભ્યતા, શાંતિ અને શીળ એ ગુણો રાજાનાં ભૂષણ છે. તે સંપૂર્ણતાથી આપના નામદાર પિતાજીમાં રહ્યાં હતાં, તે ગ્રહણ કરવાં. ખરેખર આપના બીજા વડીલો પણ ગુણવાન હતા. તથાપી પ્રતાપી રાઓમાં જે મુખ્ય ગુણો હતા તે મેં ઝાહેર કર્યા છે.

### વિવેચન.

गंभीरता ने सभ्यता &c. મહારાઓ શ્રીપ્રાગમલજીના મુખ્ય ગુણો નીચે મુજબ હતા.

૧ ગાંભીર્ય. ૨ સભ્યતા. ૩ શાંતિ. ૪ શીયળ. ૫ સુવાસ ઇચ્છા.

### ૧. ગાંભીર્ય.

અતી શરમ, કે બહુ બડાઇ, યા ઠઠા મશ્કરી કરવી એ સર્વે નઠારૂં છે. માટે તે વર્જી તેનું મધ્ય, જેને ગાંભીર્ય કહે છે, તે ધારણ કરવું.

### ઉધોરછંદ.

બોલે બહુ તો બકવાદ, ધરવું મૌન તો નહિં સ્વાદ.
દેખી સમય કર ઉચ્ચાર, સમજે ચતુર હદમાં સાર.

અતી શરમથી ઘણીવાર માણસમાં જે ગુણો હોય છે, તે અપ્રસિધ્ધ રહે છે. અને કેટલીક લાયક જગાએ પોતાની સ્થિતિ સુધારવાનું અનુસંધાન તેવો શખ્સ ખોઇ બેસે છે.

Ask, and it will be given you.

માગો અને તમને મળશે. પછી સામા ધણીની તથા માગણીની યોગ્યતા જોવામાં, વિવેક બુદ્ધિ ખપે છે.

વૈભવની ખોટી બડાઇ કરવી, એ તો બહૂજ ખરાબ છે. પરંતુ જેટલો હોય તેટલો પણ આપણે મોહોડે બોલવો, એ હલકા મનની નિશાની છે.

ઇશ્વરની અપાર અતી ઉમદા ચીજોથી જેને ગમત મળતી નથી, તેવો કમઅકલ ઠઠા મશ્કરીમાંજ મોજ સમજેછે. પરંતુ તે પણ હલકા લોકોનું કામછે. મોટા મનના એવી ટેવનો બહુ ધિઃક્કાર કરેછે.

## બેત.

તોબર સરે કદરે ખીસ બાશો વકાર.
બાજીયો જરાફત બંદીઆં બે ગુજાર.

અર્થ—તું પોતાની આબરૂ અને ઇજત સાથે રહે. અને મશ્કરી તથા ઠઠો મશ્કરા લોકોને આપ.

બાજીગરના ખેલથી આપણને રમુજ મળે છે માટે બાજીગર થાવામાં શોભા નથી.

મનુષ્યને સહવાસની તો જરૂર છે. તોપણ એક લાયક પુરૂષ પોતાનાથી હલકી પંક્તિનાઓને પસંદ નહીં કરે. તેમજ મોટી ઉમ્મર તથા દરજ્જાવાળા સાથે અદબને લીધે ખુલ્લા મનથી બોલાશે નહીં. એટલે જ્યાં સંકોચ, ત્યાં સુખ શાનું? માટે માણસ પોતાના બરોબરીઆ સાથે ઘણું વસે છે. પણ તેની સાથે અતી પરિચય, યા વખતે અતી ઠઠાથી અભાવ ઉત્પન્ન થાય છે. કવી વૃંદ કહે છે કે

## દોહરો.

અતિ પરિચયતેં હોતુ હૈ, અરૂચિ અનાદર ભાઇ,
મલયાગરકો ભીલની, ચંદન દેત જરાઇ. ૧

કુટુંબ કે મિત્રો યા સંબંધીઓમાં ગાંભીર્યથી આપણો મોભો જળવાય છે. લાર્ડ બેકન કહે છે કે—

Among a man's equals, a man is sure of familiarity, and therefore it is good a little to keep state in order to retain respect.

અર્થ—માણસ પોતાના બરોબરીઆમાં ખચિત હળભળવાળો થઇ રહે છે. માટે પોતાનો કડપ રાખવા તેને લાજમ છે કે તેણે પ્રૌઢતા રાખવી.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. હરેક નીયમસર મુલાકાત, કચેરી કે માહા પ્રસંગે મહારાઓશ્રીનું ગાંભીર્ય પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે. એ ગુણવાળો તે જાણાવવા શબ્દો, યા યુકિતએ કોશીશ કરતો નથી. માટે તેનાં દૃષ્ટાંતો આપવાં મુશ્કીલ છે, સબબ, તે અસંખ્યાત હોય છે. જેમણે તેવે વખતે એમની બિરાજવા, તથા બોલવાની છટા જોઇ હશે તેજ માત્ર આ ગુણ જાણવા સમર્થ હોવા જોઇએ. આવી મુલાકાતો કરી જે ગ્રહસ્થો પાછા વળ્યા છે તેઓ તેમની પ્રૌઢતા વિષે બોલ્યા વગર રહ્યા નથી. એક દિલ્લીના મોટા અમીરે રાઓ સાહેબની મુલાકાત કરી. દિલ્લીનો વતની, એટલે માણસના અંદરના ગુણો તથા બહારનું રૂપ જોઇ વિચાર બાંધવા ઘણો કુશળ હોય તેમાં શું પૂછવું? તેણે તરેહ તરેહની વાતો કરી. મહારાઓશ્રીની સલામ કરીને વળ્યો ત્યારે બોલ્યો કે "તુમારે રાઓ સાહેબ બહોત આકીલ "હૈ. મૈંને બહોત રાજાઓંકી મુલાકાત કી હૈ, લેકીન વો બડાઇખોર "દેખનેમેં આયે. તુમારે રાઓ સાહબ ઔર ઉસ્કે બુઝરગોંકે વાસ્તે "મૈંને બહોત સુના હૈ લેકીન ઉનોને વો બાબ મૈં એક લવ્ઝ નહીં "નિકાલા. વાહ! આફ્રીન, કૈસે તોરસે બૈઠે થે! કે માનીંદ દિલ્હીકે "શિરશાહ આકે યાંહાં તખ્તપર બૈઠે હૈં." વગેરે.

---

## ૨. सभ्यता.

સભ્યતા એ ગુણ અંદરના કરતાં ઉપરનો લેખીએ તો ચાલે. જે મનુષ્ય એમ સમજે છે કે કોઇ રકમ આપી કે કંઇ કામ કરી હું મારા મનુષ્યભાઇને તો રાજી કરી શકું તેમ નથી. તે સુંદર વાણી કે ઉપરની રંજિત ચર્યા કરી શિષ્ટાચારથી તેમનાં મન રીઝાવે છે, તેને ખરો સભ્ય કહેવો. સાધારણ માણસને કાગળ લખતી વખતે "સકલ ગુણ જાણ" અથવા "મેહેરબાન સાહેબ" લખવું પડે છે. રસ્તામાં કોઇ મળે ત્યારે "આવો" કે "પધારો સાહેબ" કહીએ છીએ. જો કે તેવા શખ્સનું આપણા મનમાં બિલકુલ વજન ન હોય. આ એક રીતે જોઇએ તો અપ્રમાણિકપણું છે. પણ તેમ કીધા વગર ચાલતું નથી. કારણ, બીજું કોઈ પણ રૂપ પકડવાથી આગલાનું મન કચવાય છે.

Oh let the ungentle spirit learn from hence,
A small unkindness is a great offence ;
Large bounties to bestow we wish in vain,
But all may shun the guilt of giving pain.

અર્થ—અરે કઠોર આત્મા, તું આ ઉપરથી શીખ કે થોડીક કઠોરતાથી બહુ મન કચવાય છે. મોટી સખાવતો તો આપણાથી કયાંથી થઇ શકે? ત્યારે કોઇનું મન ન કચવાવા ઉપર બહુ નજર રાખવી બેહેતર છે.

તથાપી એટલું યાદ રાખવાનું છે કે સર્વે ગુણોની પેઠ સભ્યતાની પણ હદ છે. જો એક છેડે ગયા તો ખુશામદ ગણાશે; તથા બીજી તરફ જવાથી ગામડીઆપણાંનો દોષ આવે છે.

સભ્યતાના અનેક લાભો વિષે આડીસન નામે મહાવિદ્વાન કહે છે કે—

Complaisance renders a superior amiable, an equal agreeable, and an inferior acceptable. It smoothes distinction, sweetens conversation, and makes every one in the company pleased with himself. It produces

good nature and mutual benevolence, encourages the timorous, soothes the turbulent, humanizes the fierce, and distinguishes a society of civilised persons from a confusion of savages.

અર્થ—મુરબ્બીનો આદરભાવ કર્યાથી તે મેહેરબાન થાય છે; ખરેખરીઓ રાજી રહે છેઃ તથા કનિષ્ટનું મન પોરસે છે. તેથી માણસની પિછાન પડે છેઃ વાતમાં મિઠાસ ઉપજે છેઃ અને મંડળીમાં પોતા સાથે જે જે બેઠા હોય છે તે ખુશી ખુશી થાય છે. એ ગુણ સારો સ્વભાવ, તથા પરસ્પરની હિતેચ્છા ઉપજાવે છે. બીકણમાં હિમ્મત લાવે છે; ઉન્માદીને નરમ કરે છે; ક્રૂરને દયાળુ કરે છે; અને જંગલીઓની ટોળીમાં જે મારપછાડ થાય છે તેમ ન થવાથી આ સુધરેલા શખ્સોનો સમાજ છે, એવું જણાઈ રહે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

આ મહારાઓ શ્રીએ પોતાની સભ્યતાથી મહાવિદ્વાન આડીસનનાં વચનો પ્રમાણે સાબીત કરી આપ્યું છે.

૧. મહારાઓશ્રી સન ૧૮૭૫ ના નવેમ્બરમાં મુંબઇ હતા, ત્યારે માંદગીને લીધે અંગ્રેજ અમલદારોની મુલાકાત ન કરે તો ચાલે એમ હતું. પણ જેણે સરકારને માઠું ન લગાડવા શરીર આજારી છતાં દેશ છોડી ખારાં પાણીપરનાં કષ્ટ વેઠ્યાં, તે એટલી વાત સારૂં એ લોકોનાં મન કેમ કચવાવે? તેમણે મુંબઇ તથા કલકત્તાના ગવર્નરો, અને નામદાર પ્રિન્સની મુલાકાત લીધી, તથા દીધી. એ પ્રસંગે એમની સાથે આદરસત્કાર કરી એવો સ્નેહ મેળવ્યો કે લાર્ડ નાર્થબ્રુક (વાઇસરાય) જ્યારે જ્યારે વટાતા ત્યારે પોતાની ગાડી ઉભાડી મહારાઓશ્રીની તબીયત વિષે પૂછવા એડીકાંગ મોકલતા. એ એડીકાંગને મેં દીવસમાં ત્રણ ત્રણવાર આવતાં જોએલ છે.

૨. બીજા રાજાઓ સાથે મુલાકાત કરી, કચ્છના રાઓ બહુ મિલનસાર છે એમ કહેવરાવ્યું. અને

૩. નોકર ચાકર સાથે હમેશાં આ ચાલ ચલાવ્યાથી તેઓ હજુ તેનાં નામને સંભારે છે, અને રડે છે.

---

## ૩. શાંતિ.

સંસાર ત્યાગીને તો ક્રોધનો અંશપણ ન જોઇએ. ગ્રહસ્થોને બહુ થોડો હોય તો ચાલે. અને રાજાને મિત ક્રોધ જરૂરનો છે. અંગ્રેજીમાં કહેવત છે કે—

Hard upon hard will make a bad stonewall
But soft upon soft will make none at all.

અર્થ—કઠોરપર કઠોર (એકલા પત્થર) થી ખરાબ દીવાલ થાએ છે પણ નરમઉપર નરમ (એકલા ચુના) થી બિલકુલ થાશે નહીં. મતલબ, કઠોરતા સાથે નરમાશ મળ્યાથી એક કામ શોભીતું અને ટકાઉ થાય છે. ડાકટર બ્રુઅર કહે છે કે અતી ક્રોધી ને ગાંડો બરાબર છે. તેનાં લક્ષણો ક્રોધી માણસની આકૃતિનો ખ્યાલ થાવા નીચે આપ્યાં છે.

૧. નાડી ઉતાવળી, તથા તાવના જેવી ચાલે છે.
૨. આંખ બેચેન, વ્યાકુળ, અને ચળકતી.
૩. ચામડી ગરમ અને સુકી.
૪. વાળ સીધા, અને વીંખરાઇ ગએલા.
૫. બોલી ઉતાવળી, અશુધ્ધ, અમર્યાદ.
૬. વિચાર આપ મતીલા, અને એક તાર પછવાડેજ મંડન.
૭. સ્નાયુ આકરા અને ગેરરીતે ચાલનારા.
૮. ચાલ ઉતાવળી અને કઢંગી.
૯. હાથ ભમતા અને સંકોચાયલા.
૧૦. રંગ લાલ અને બદલતો.
૧૧. શ્વાસ ઉંડો, જલદ અને જોરથી.
૧૨. દાંત કડકડતા અને ભીંસતા.

આવી ખેડોળ ઘેલાઇ હાથે કરી લેવી, તે કરતાં નરમ અને શાંત સ્વભાવે કામ કરવું અતી ઉત્તમ છે. આ સૃષ્ટીની બનાવટ એવી તરેહની છે કે દરરોજ ઘણીકવાર એવા બનાવો બને છે કે જેથી આપણને ખીજાવું પડે. માટે જો જરી જરીમાં ચીડાઉ સ્વભાવ રાખશું તો આપણને જીવવું મહા વિકટ થઈ પડશે. માટે ક્ષમા એ પ્રભુનો, અને સહનતા એ મહર્ષીનો, તથા શાંતિ એ સંસારીનો સુખદાઈ ગુણ છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. મિત ક્રોધ તથા શાંતિ—જે પુરૂષમાં ક્રોધનો અંકુર નથી તે ભલું બુરૂં કંઇ કરી શકનાર નથી. આ મહારાઓશ્રીની કારકીર્દીની શુરૂઆતમાં મખણી એટલે પીરફકીરના જુલમથી પ્રાંતમાં માખણ એકઠો કરવાનો લાગો હતો. તથા ચારણીઆણીઓ દરબારમાંથી હોળી વગેરેનો લાગો લઇ પાછી વળે ત્યારે રસ્તામાં હરેક શખ્સોનાં ખેતરોમાંથી જેટલું લેવાય તે લઇ બિગાડ કરે, તેને ધણીથી રોકત થાતી નહીં. તથા બીજી વેઠો હતી તેનું અઘટિતપણું જોઇ એ કાહાડી નાંખવા શાંતીથી ઉપાયો લીધા. પણ સંતોષકારક પરિણામ ન થાતાં સખ્ત ઇલાજો લઇ બંદ કીધા. એમની શાંતિ વિષે જો કહીએ તો તે સદા તેમનાં મુખાર્વિંદ ઉપર રહી હતી. ઘણાક મુકદ્દમા વગેરે કામો આવતાં બે પક્ષવાળા કે કારભારી તપી જાય, તેમને પોતે કહેતા કે "એમ ન કરો. ઉતાવળ અને ધમકીથી સત્ય બહાર નથી નીકળતું, માટે તમે ઠરો, હું પોતે પૂછીશ" એમ કહી પોતે શાંત સ્વભાવથી, વાદી પ્રતીવાદીને પૂછી, સમજાવી, સત્ય તપાસી ખુલાસો આપતા.

૨. સહનતા—આ ગુણ તેઓમાં અતી ઘણો હોવાથી વખતે વખતે મોટાં રાજ્ય કામોમાં અતિ ફિકર આવતી, તે જો, જરા સખ્તી વાપરત તો હમેશાં પેટમાં રાખી સહન કરવાથી જે દુઃખ થાતું તે ન થાત. પણ તેઓ મહર્ષી હતા, એટલે એવી વર્ત્તણુક સ્વાભાવિક થાય.

૩. ક્ષમા—આ ઇશ્વરી ગુણ તેઓમાં પ્રબળ હતો. અનેક વેળા-એ લોભી શખ્સોથી રૈયતને દુઃખ થતું જોઈ કચવાતા ત્યારે તેમને યોગ્ય શાસન કરવા ઇચ્છા થાય, પણ તેમની બાહેર નમ્રતાથી, તથા કોઇ કરેલાં કામો યાદ આવતાં દરગુજર કરતા. આ દાખલાઓ જાહેર પાડવાની જરૂર નથી. એથી રાઓશ્રી પોતાની ભલમન-સાઈ, તથા તેવા દ્રવ્ય લોભીઓ પોતાનું બદનામ પાછળ રાખી ગયા છે. સારાંશ કે માહારાઓશ્રીમાં શાંતી, સહનતા, ક્ષમા, સંપૂર્ણપણે નિવાસ કરતાં હતાં.

---

## ૪. શીલ.

માણસ જ્યારે જંગલી હાલતમાં હતું ત્યારે તેમાં શાદીગમીના કે શિષ્ટાચારના કાયદાઓ હોય એવું સંભવતું નથી. પૃથ્વીની સપાટી ઉપર કરોડો પ્રાણીની અગણિત જાતો જોઇએ છીએ. તેમાં સિંહ-માં હિમ્મત; ઘોડામાં વફાદારી; તથા કુતરામાં શૂરાતન, સંતોષ, ચપળતા, કૃતજ્ઞતા, વગેરે ઉત્તમ ગુણો પેહેલા દરજ્જાના છે. પણ તે જગતકર્ત્તાએ તેમાં જેટલા અને જેટલી હદસૂધી ગુણો રાખ્યા છે, તેટલાજ અને તે દરજ્જે રહે છે. પણ એક પ્રાણી એવો કરવો કે તેમાં સર્વે પ્રાણીના સર્વે ગુણો મોટી હદસૂધી સમાવેશ થાય, એવી વિશ્વનાથની મરજી જણાતાં એક જીવડો બનાવ્યો છે. તે માણસછે: એ ગુણોનો ઉપયોગ, વૃધ્ધી, દુર્ગુણોથી હાની, તેથી તેનો ત્યાગ, વગેરાં સમજાવાને તેને અકલરૂપી ભોમીઓ આપ્યો દીસે છે. તેના ઉત્તરોત્તર પ્રકાશથી તેને સુજ્યું છે કે, નર અને નારીની સંખ્યા લગભગ બરાબર કરી છે, તેથી એક મરદને એક ઓરત કરવી ઘટા-રત છે. અને તે પસંદ કીધા પછી કાબર, હોલા, વગેરે હલકાં પક્ષીઓ, જેમ જોડું થઇ સ્નેહની ગાંઠ બાંધી એક બીજાંને વફાદાર રહી જીવે છે તેમ હું શું કરવા ન કરૂં? તેથી તેણે તેમ કરવા ઠરાવ કીધો જણાય છે. અને પાછળથી તે રીતીઓમાં સુધારો કરી, શાસ્ત્રો બાંધી, તેની શાક્ષીથી, "અમે પરસ્પર હરગીઝ બેવફા થાનાર

નથી" એવા કોલથી હાથ મળાવે છે. જે ક્રીયાને "લગ્ન" એમ કહે છે. સ્વાભાવિક રીતે મરદ બળવાન હોવાથી, જરા વધારે સ્વતંત્રતા ભોગવી, ઉપજીવીકાની વસ્તુઓ મેળવી આપે છે. અને સ્ત્રી ઘરમાં મર્યાદાથી રહી તેની સંભાળ રાખે છે, તથા નરની આજ્ઞાંકિત ખજાનચી થઇ રહે છે. તેને કેટલાક સ્વતંત્રતાના હકો આપવા જોઇએ છે, પરંતુ તે વાસ્તે તેને જ્ઞાનવાન કરવાની જરૂર છે. તેમ કરવાની સૂજ દેશીજનોને થઇ છે, એમ છોકરીઓની સ્કૂલોની સ્થાપનાથી દેખાય છે. પરંતુ—

Little learning is a dangerous thing.

થોડું જ્ઞાન બહુ ભયંકર છે; એ વાત ખરી છે. થોડું ભણ્યું લાકડું ધૂંધવ્યા કરશે. તેથી તે મુદ્દલ ભાણ્યું નહોત, યા બધું ભણ્યું હોત, તો શાંતાવસ્થામાં રેહેત. વાસ્તે છોકરીઓને સારી રીતે ભણતર સાથે શીવવા, ભરવા, ઘરવ્યવસ્થા, તથા ખૂબ નીતિબોધ થાય, તેજ પ્રમાણે છોકરાને વાંચન, લેખન, ગણિત તથા વ્યવહાર રીતો સાથે નીતિબોધ મળે તોજ કેળવણીનો મુખ્ય હેતુ પાર પડે. એવું સુધરેલું જોડું બંધાય તો પછી સંસાર સુખમાં શું ખામી રહે? (છોકરાને વિશેષ જાણવાની જરૂર છે. કળાકૌશલ્ય, તથા વિદ્યાનો વિષય જોવો) આવાં લગ્ન થયા પછી મનુષ્ય પરસ્પર પ્રીત બાંધી સંસાર કામ સુખ શાંતિથી ચલાવે છે. આવો દ્રઢ પ્યાર ચાલુ રહેવા સારૂં સ્ત્રી પુરૂષને એક અતી શોભાયમાન ગુણ જેને "શીળ" કહે છે, તેની જરૂર છે. આ ગુણનો ભંગ થયો એટલે ઘરરૂપી ઝાડમાં સળો પેઠો સમજવું. આવા દુષ્ટ કામમાં પેહેલ કરનાર Homely bliss એટલે જેને સંસાર સુખ કહે છે, તેનો લૂટારો છે. મરદની સ્વતંત્રતા વધારે હોવાથી તેવાં નીચ કામ કરવામાં તે વેહેલો ઉતરે છે.

અરે નીચ નર! તું પૈસાની લાલચ આપી પારકાં ઘરમાં ફૂટ કરી, તું પોતે તન, ધન, અને તારી લજ્જાને હાની પોહોચાડે છે, તેમાં તને શું આનંદ થાય છે? તારી સ્ત્રીતો તારાથી વફાદાર તથા સુંદર છે. કાંઇજ નહીં; પણ એ તારી કાગડાના જેવી એક

કુટેવ છે, જે સુંદર તળાવ ભર્યું હોય તે મુકી તરસ લાગે છે ત્યારે પાણી ભરી જનારીના ઘડામાં ચાંચ મારી તેના સ્વચ્છ જળને અપાવન કરે છે. એ ટેવ ઘણુંકરી કુસંગતથી લાગે છે. તે પ્રથમ તો નબળી હોય છે. પણ ઘરઘાલ્યા પછી તેને દૂર કરવી અતી વિકટ પડે છે. ત્યારે હે ટૂંક મતિના બાળક, એવા દુર્ગુણોમાં બિલકુલ સુખ, અને શોભા નથી. પણ હવે તને તે ટેવ પડી તે મુંકવી દુસ્તર લાગે છે. પ્યારા ભાઇઓ, માણસનો મૂળ સ્વભાવ તો જોરાવર છે. પણ હરેક સારાં કે નરતાં કામમાં ચિત પેસતાં પછી તેના અભ્યાસથી જે આદત પડે છે, તે મૂળ સ્વભાવ જેવીજ જોરાવર થઇ જાય છે.

વજર સૂંગનારા કે પીનારા, અફીણી, ગાંજાઇ, ભંગી, એ જે ચીજો વાપરે છે, તે શું ઉત્તમ હોઇને જન્મથીજ તેના વાપરનાર છે? નહીં. એ ચીજો તેણે પછી ગ્રહણ કરી છે. તે આપણને જોવી નહીં ગમે, પરંતુ તેના વ્યસનીઓને તે જ્યાં સૂધી નહીં મળે ત્યાં સૂધી બિલકુલ ચેન નહીં પડે. એમજ જારી ટેવથી ભંગીઆને નર્કની વાસ, ઢેડાને મુડદાંની દુર્ગંધી સહી રહે છે. એક વાઘરણને મેહેલમાં રહેવાથી અતી કષ્ટ થયું હતું: એક તોતો—તોફાની ખડકપરનાં રહેઠાણથી, જુદો થાતાં વતન, વતન પોકારતો હતો: ઘણાક કેદીને અંધારી કોટડીમાંથી બહાર કાહાડ્યા પછી, પ્રકાશમાં રહેવું મરણ જેવું થએલ છે. એ વાતો જાણતા હશો તો, વાઘરણ વાસ્તે મેહેલ; તોતાને સુંદર બગીચો; કેદીને પાછો સૂર્યપ્રકાશ મળ્યો એ શું ખરાબ હતું? નહીં: પણ તે દુઃખદાઈ વસ્તુનો અતી સહવાસ થાવાથી, તેમને એ સુખ ઉપજાવનારી વાતો અપ્રીય થઇ. મોત, એ કાંઈ ભયંકર બનાવ નથી. તેથી તો ઉલટો આત્મા, પરમાત્માને મળે છે પણ આ ખોખામાં તે ઘણા દહાડા રહ્યો તેની માયાથી શરીર રોગી છતાં તેમાંથી અળગો થાવા ઇચ્છતો નથી. હરેક ટેવ ઘણી મુદત રહેવાથી એવી મહાબળવાન થાય છે. લોર્ડ બેકન કહે છે કે—

Nature is a kind of schoolmaster, custom, a magistrate.

એટલે સ્વભાવ, એ એક જાતનો મેહેતાજી, તથા ટેવ, એ કોટવાળ છે. સારાંશ કે, સ્વભાવ માણસને સમજાવીને કામ લે છે. પણ ટેવ મરજી ન હોય તોપણ બલાત્કારે કરાવે છે.

વાસ્તે અરે વ્યભિચારી નર કે નારી, આ તમારા વ્યસનમાં કાંઇ સ્વાદ, શોભા, કે કલ્યાણ નથી. તમને મનનાં, કે કુસંગતના વળાણથી રોજનો પરિચય પડતાં તમે એ નીચ વ્યસનના ગુલામ થયા છો. પણ યાદ રાખો કે, આ દુષ્ટ કુટેવથી તમે સંસાર સુખના કટ્ટા શત્રુ તથા લુટારા થઇ પરમીઆ, ચાંદી, વગેરે દુષ્ટ રોગના ભોગ થાઓ છો. આવી તરેહથી તમે આવા બુરા હવસોના ગુલામ થઇ મનુષ્ય ભાઇઓની લાજ, સંપ, અને સુખના નાશ કરવાનાં હથીઆર થાઓ છો, એ જોઈ મને બહુ સંતાપ થાય છે. અને હરેક ત્રાસદાયક દુર્વ્યસનથી વેગળા થાવા માગતા હો તો હું ઉપાય બતાવું છું—તમે સમજો છો કે અહાર, પંથ, કામ (વસ્તુમાં પ્રીત અને મેહેનત) તથા નિદ્રાને વધારવાં ઘટાડવાં આપણા હાથમાં છે. માટે તમે કોઇ જુલમગાર ટેવથી છૂટા થવા માગતા હો તો પ્રથમ તો દૃઢ નિશ્ચય કરવો. કે "દેહ પડે તો ભલે પણ ધારેલું કામ પાર પાડવું" અને જેમ તેણે તમને ધીમે ધીમે ફસાવ્યા, તેમ તમે તેનાથી આસતે આસતે દૂર થાશો તો પછી તે વ્યસનો એવાં નઠાર નથી કે તમે તેનો તિરસ્કાર કરશો તોપણ તમને મુકશે નહીં માત્ર તેમ કરવા તમારો દૃઢ નિશ્ચય જોઇએ.

Either never attempt, or persevere to the end. એટલે તું કોઇ કામનો આરંભજ ન કર. અને કર્યો તો પછી તેની પાછળ પડીને તે પૂરૂં કર. Man is a creature of habits. માણસ, બિલકુલ ટેવોનો આશ્રિત, એટલે આધારે રહેનારો પ્રાણી છે. એવુંજ જ્યારે ટેવનું બળ છે ત્યારે તું શુરૂઆતથી શીલ વગેરાં સારીજ ટેવ પાડ, અને શુખી થા.

Pitch upon that course of life, which is most excellent, and habit will render it the most agreeable.

PYTHAGORAS.

અર્થ— જીંદગીનો જે ઉત્તમમાં ઉત્તમ માર્ગ હોય તે ચુંટી કાહાડો. અને ટેવથી તે તમોને બહુજ મનોરંજક (માફક) થઇ પડશે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. મહારાઓશ્રીએ આ સદ્ગુણને અંતરમાં સુવાસિક હારની પેઠે ધારણ કર્યો હતો. એક શખ્સના રાંડપરથી પકડાવાના ખબર થાતાં પોતે બોલી ઉઠ્યા કે "માડુ અંધો આય ન? પિંઢજી ઇજત, ધન, અને અંગ કે બિલકુલ સમાલે ન તો. ઈનમેં આય સે કુરો? પણ હી ખરી ગાલ આય કે—"જૈસેં વિખકો વિખભખી માનત અમૃત સમાન" એવાં ખૂબ ભાષણો કરી એવા અપરાધીઓને સારી રીતે શિક્ષા કરતા.

---

## ૫. सुवास इच्छा.

માનવી, જ્યારે તને તન, મન, અને ધનબળ, સંપૂર્ણ મળ્યાં છે, ત્યારે તું એવી તરત મરનારી ચીજોના બદલામાં બહુકાળ પર્યંત જીવનારી વસ્તુ કાં ખરીદતો નથી? એવી વસ્તું તું પૂછીશ તો જાણ કે તે સુવાસ છે. સુવાસવગર માણસ જીવતે મુઓ છે. જે દુષ્ટ નરો, કુકર્મી, યા જુલમી થઈ નામાંકિતી મેળવે છે, તે, અને આ નામમાં જમીન આસમાનનો ફેર છે. "મરદ મરે નામકું, નામરદ મરે દામકું" આ સાધારણ કહેવતમાં બહુ સત્ય રહ્યું છે. દામનો અતી પ્યાર કેટલાં નુકસાનો કરે છે, તે સાંભળો. કવી શેકસપિયર કહે છે કે—

Gold ! yellow glittering precious gold !
Thus much of thee will make black
white ; foul fair ; wrong right ; base noble ;
Old young ; coward valiant ;

This yellow slave
Will knit and break religions; bless the accursed,
pluck stout men's pillows from below their
heads,.........
Place thieves.......with senators, on the bench.

અર્થ—સોનું! પીલું, ચકચકિત કીમતી સોનું! તારી અતી ઇચ્છા કાળાંને ગોરૂં, મેલાંને ચોખ્ખું; ખોટાંને ખરૂં: નીચને ઉત્તમ, બુઢાંને જુવાન, બીકણને બહાદુર કરે છે. આ પીલો ગુલામ ધર્મો જોડે છે, તથા તોડે છે. દુષ્ટનો અભ્યુદય કરે છે. બળિષ્ટ મરદોનાં માથાં તળેથી તકીઆ ખેંચી કઢાવે છે. ચોરોને ન્યાયની ગાદીના અધિકારી જોડે બેસરાવે છે.

આ એનું બોલવું યથાસ્થિત છે. દ્રવ્યનો અતી લોભ એવાં કામ કરાવે છે; અને તે દ્રવ્ય કુમાર્ગે વાપરી, જાલમ થઇ કદી એવો શખ્સ ભયથી, યા સજ્જનોના શિષ્ટાચારથી લોકોમાં માન મેળવશે. પણ તેમનાં અંતઃકરણ તેને ધિઃકારે છે. પણ ધન્ય છે તે સુવાસના માલિકને! કે તેનું રૂપ જોઇ જોનારનું મન પોરસે છે. સબબ સુવાસનો ભુખ્યોજન પૈસાને, માત્ર પારકું પોતાનું હિત કરવાજ છે એવું સમજી વાજબી ઉપાયોથી એકઠો કરે છે. અને તે સંગ્રહનો તે સદોપયોગ કરે છે. તે જાણે છે કે લક્ષ્મી ભરી મૂકવાથી છાણના અંબારની પેઠે ગંધાશે. તેજ છાણ પાતલું પાતલું પાથરી લીંપવાથી જમીનને શોભીતી કરે છે. તેમજ દ્રવ્ય વાપર્યામાં શોભા છે. ધન કર્તા પણ પ્યારી ચીજ તન, તેને પણ તે બંધુજનનાં કલ્યાણઅર્થે કામ પડતાં અર્પણ કરે છે. આવા પુરૂષની જુદાઇ દુનીઆંને મોટો ત્રોટો છે. એવે પ્રસંગે તેઓ તેનાં કામો સંભારી બહુ ખેદ પામે છે.

**દોહરો.**

જબ તું આયે જગતમેં, લોક હંસે તું રોય;
ઐસી કરની કર ચલો, પીછે હાંસિ ન હોય.　　૧

અને તેનું નામ પાછળ દુનીઆંના હોઠપર, યા ગ્રંથમાં સદા વિરાજમાન રહે છે.

સુધા એ સ્વર્ગમાં મળતો પદાર્થ છે. તે દેવતાઓને દુર્લભ છે. તે બહુ સુગંધી અને મધુર છે. તેવું છતાં તે પદાર્થ વપરાયો કે તેમાંથી નીકળતો સુવાસ બંદ થાય છે. પણ જે સત્કર્મોમાંથી સુવાસ નીકળે છે તેનો આચરનાર તેની શુરૂઆત કરે છે તેજ સુગંધ ફોરે છે. તે આ જહાનમાંથી કુચ કરી ગયા પછી પણ ફોર મારે છે. માટે ભાઈ સુવાસનો વાસ તો સુધાથી સારો છે.

## ઉપેંદ્રવજ્રા છંદ.

થશો લખો વિશ્વ થયા વિલોડ્યા, ધનાર્થ કાજે મરણે ન રોક્યા;
ગયા થઇ ગેબ થશે હજારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૧

વસુ વધારો સુખ આપનારો, અરે જનો એમ કદી ન ધારો;
સદાપયોગે સુખ છે વિચારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૨

જળાસયો સ્વચ્છ સદા કરાવો, નિરાશ્રિતો કાજ જગા ઠરાવો;
થતા દુખીનાં દુખ તો નિવારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૩

કરો મહાપાઠ પઢ્યાનિ શાળા, ભણે બહુ બાળક પુત્ર બાળા;
થશે ખરો દેશ વિષે સુધારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૪

પડી ભુમી અંદર બીજ વાવો, વિલાતનાં સુંદર યંત્ર લાવો;
નદી તથા બંદરને સમારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૫

અમૂલ્ય રત્નો ધરણી ધરાવે, ઉદ્યોગથી એ ધન હાથ આવે;
ભલું કરો માનવી હેતુ મારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૬

લબાડ લુચ્ચા લખલૂટનારા, હણી નિમો ન્યાય પથે જનારા;
પછી પ્રજા શું કરશે પોકારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૭

ઉદાર થૈ દોલત વાવરે છે, અનેક શૂરા લડિને મરે છે;
જરા ગણે તે નહિં જીવ પ્યારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૮

સુકાર્ય જેણે નહિં આંહીં કીધું, સુવાણિથી માન જરા ન દીધું;
જીવ્યો નજીવ્યો જગમાં નઠારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૯

સુવર્ણની કિમ્મત તુચ્છ કે છે, સુગંધી સંધી શરમાઇ રે છે;
સુકૃત્યનો વાસ અખંડ યારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૧૦

જુગો થયા સ્વા રણમાંજ શૂરા, જીવે હજૂ તે ગુણવંત પૂરા;
સુકીર્તિનો સૃષ્ટિ વિષે સતારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૧૧
ઘણા જનોનું હિત જેથિ થાશે, સુવાસ તે સત્ય સદા ગવાશે;
હશે જણાયો અભિપ્રાય મારો, સુવાસનો વાસ સુધાથિ સારો. ૧૨

## ઐતિહાસિક દૃષ્ટાંત.

મહાપ્રતાપી પ્રાગરાઓ સર્વ જગતના સ્વામીના પ્રીય હતા. તથીજ તેમના રાજ્યની પેદાશ વધીને એક વખત કોરી ૭૦—૭૫ લાખ થઇ હતી. તેની સાથે વળી આગલો ખજાનો પણ તર હતો. માટે તેમનો નિશ્ચય હતો કે હરેક ઉપાયથી દેશની શોભા અને સગવડ વધારવી. તે નિશ્ચય અમલમાં લેવાથી અમર સુવાસ રાખી ગયા છે. તેમણે અનેક સુધારા દેશમાં દાખલ કર્યા; જેવા કે મખણી તથા ચારણોનો જુલમી લાગો, ચીલો અને વેઠ કાહાડી નાંખી.

૨. જબરદસ્તીથી ગુન્હો કબુલ કરાવવાનો રવૈયો કાડી નાંખ્યો.

૩. રેવીન્યુ, તથા ન્યાય, તથા પોલીસ ખાતું સુધાર્યું.

૪. સો કોરી, તથા પચાસ કોરીની સોનાં મોહોર, તથા રૂપાનાં પાંચીઆં, અને અધીંઆં સાથે ત્રાંબાના સિક્કા સુધારી દાખલ કર્યા.

૫. દેશાટન કરવાનો રસ્તો પોતાના વારસો વાસ્તે ખુલ્લો કર્યો.

૬. માંડવી બંદરની દીવાદાંડી, મુસાફરો વાસ્તે બંગલા, ગઢ કિલ્લાઓના જીર્ણોધ્ધાર, ભુજની બાહારનો રમણીય દેખાવ, વગેરાં એવાં ઝીણાં અનેક કામો કર્યાં છે.

૭. પરંતુ ચેજનાં ઉપયોગી અને શોભાયમાન મોટાં બાંધ કામો વિષે બોલીએ તો તે ચાડવાના ડુંગર પાસેનું પ્રાગસર નામનું તળાવ, ભુજના હમીરસરનો સુધારો, તેની પશ્ચિમે જબર બાગો; ઘોડાર, હાથીનાં થાન; તુરંગ, ભુજમાં પાઠશાળા તથા માંડવીમાં આલફ્રેડ હાઇ સ્કૂલનું મકાન; તે સર્વેમાં શિરોમણી પ્રાગમહેલ; એ એમણે પોતે કીધાં અને માંડવીમાં પ્રિન્સ આલ્બર્ટ એડવર્ડ બ્રેકવાટર બાંધવા નિરધાર્યું હતું. જેનું મુહૂર્ત મહારાઓ શ્રીખેંગારજીએ

કર્યું. તે પ્રસંગે ગાવા એક પદ મેં રચ્યું હતું તેની નોંધ ઉપરનાં કામો કવિતામાં યાદ રહેવા સારૂં આંહીં કરી છે.

**પદ.**

રાગ ખમાયચી જીલો. તાલ દાદરો.

નેક ભવ્ય કામ પ્રાગ નામ અચળકારીરે—ટેક.
બગીચા બેહેશત રૂપ બનાવ્યા,
બનાવ્યાં પશુ પંખીને સરો સુખકારીરે. નેક. ૧
હય ગજ સ્થાનો તુરંગ પાઠશાળા,
શિરોમણિ સર્વમાં મ્હેલાત જન સ્વીકારીરે. નેક. ૨
એક મહાકાર્ય કચ્છાધીશે નિરધાર્યું,
એડવર્ડ બ્રેકવાટર ઊપમા ઉચ્ચારીરે. નેક. ૩
સંવત ચોતરીશ પોષ વદી તેરસ,
મૂરત તે કર્યું ખેંગાર મુકુટ ધારીરે. નેક. ૪
આપે એજંટ માણીભાઇ જાલમસિંહજી,
જગા સુગંધ પુષ્પ પત્રથી શૃંગારીરે. નેક. ૫
જહાજોનાં જૂથ બંદરમાંહીં અભય રેશે,
સમૃધ્ધી માંડવી સુખે દેશે વધારીરે. નેક. ૬
સગવડ સર્વ ચતુર લેખવા જગા નથી,
શ્રમ કરો સફળ જગન્નાથ સૃષ્ટિધારીરે. નેક. ૭

આ ઉપરથી જાણાશે કે મહારાઓ શ્રીએ રાજ્યની શોભા તથા સગવડ અર્થે લાખો રૂપીઆનાં ઝાહેર કામો કર્યાં છે.

આ તેમનાં ઔદાર્ય તથા આગળ કહેલા ઉત્તમ ગુણોથી તેમણે પ્રજાનો પ્યાર, અને સરકારનાં ઘરમાં મોહોબત બાંધી હતી તેને લીધે અંગ્રેજ સરકાર તરફથી એમને "ગ્રેન્ડ કમાન્ડર આવ ધી સ્ટાર આવ ઇન્ડિયા" નો ઇલકાબ મળ્યો હતો. તેમણે આ જહાનમાંથી અસબાબ ઉઠાવ્યો ત્યારે રૈયત બહુ વ્યાકુળ થઇ હતી. તેમજ આ માઠા બનાવથી સરકારે પણ અતી દલગીરી જણાવી હતી. તે નીચેની ઝાહેર ખબરથી જણાશે.

## PART I.

## NOTIFICATION.

POLITICAL DEPARTMENT,

*Bombay Castle, 4th January* 1876.

His Excellency the Governor in Council has to announce with deep regret the Death of His Highness the Máhárájá Mirzá Rájeshree Prágmuljee, Ráo of Kutch, Grand Commander of the Star of India, which took place on the 1st of January.

By this melancholy event the State of Kutch has lost a wise and beneficent Ruler, and the British Government a loyal and devoted friend.

By order of His Excellency the Governor in Council,

C. GONNE,

Secretary to Government.

## જાહેર ખબર.

પોલીટીકલ ડીપાર્ટમેન્ટ,

બોમ્બે કાસલ, તા. ૪ થી જાન્યુઆરી ૧૮૭૬.

કચ્છના રાઓ મહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રીપ્રાગમલજી, ગ્રેન્ડ કમાન્ડર આવ ધી સ્ટાર આવ ઇન્ડિઆ. એમણે જાન્યુઆરીની તારીખ પેહેલીએ પરલોક ગમન કર્યું. તે ખબર નામદાર ગવર્નર સાહેબ ઇન કૌન્સિલ ભારી સંતાપથી પ્રગટ કરે છે.

આ ખેદકારક બનાવથી કચ્છનાં રાજ્યે એક વિવેક સંપન્ન અને કલ્યાણકારી રાજ્યકર્તા, તથા અંગ્રેજ સરકારે એક રાજ્ય નૈષ્ઠિક અને રાજ્યાસક્ત મિત્ર ખોયો છે.

નામદાર ગવર્નર સાહેબ ઇન કૌન્સિલના હુકમથી,

(સહી) **સી. ગોન,**

સરકારી સેક્રેટરી.

એમના નામાંકિત પૂર્વજોની સજીવન છબીઓ એમના લોક-પ્રીય અને મહા વિવેકી પિતાજી સિવાય મેં જોઈ નથી. પણ આ રાઓ-શ્રીની તો જાથુ જોવા મળતાં મારા તો શ્રીમનમોહનરાય હતા. એ-મનો ફોટોગ્રાફ જોતાં નીચે પ્રમાણે ખ્યાલ થયો.

## દોહરો.

અસલ ચોર ચોરી ગયો, નકલ રહી અમ સાથ;
ઉરમાં ઉર્મી ઉછળે, અસલ ન આવે હાથ. ૧

અર્થ—કાળ, જે સંતાઈ સંતાઇ કામ કરે છે, માટે ચોર તે અ-સલ તો લઇ ગયો: નકલ અમારી પાસે રહી. પરંતુ હવે અસલ તો બિલકુલ મલનાર નહીં, અને નકલપરથી અમારો જે દાવો, તે કેમ સાબીત કરી શકાય? એવું જાણી ઉરમાં તરેહ તરેહના મોજા ઉછળેછે.

### हरिगितछंद.

६

आ समयने अनुसार अगणित रीत बीजी जाणवा:
सदगुरू साधन एक, शब्दो कहे तेज प्रमाणवा:
वळि न्याय रीती लोक प्रीती तथा स्थिती क्यासवा:
एजंट साहेब अन्य मेम्बर प्रती प्रश्न प्रकाशवा.

### સાર.

હાલના સમયમાં ચાલતી અનેક રીતભાત જાણવા સદ્ગુરૂ એક મોટું સાધન છે, તે કહે તે પ્રમાણે વર્તવું. તેમ ન્યાયનાં ધોરણ, લોકપ્રીતી કેવી છે, અને તે કેમ વધે, તથા દરબાર અને રાજની હાલત કેવી છે, તેથી વાકેફ થાવા પોલિટિકલ એજેન્ટની સાથે નામદાર રીજન્સીના બીજા મેમ્બરોને પૂછવું.

### વિવેચન.

सद्गुरू साधन एक &c. સદ્ગુરૂ એનું વર્ણન સુસંગતીનાં પેટામાં આવશે.

### १. सुसंगति.

વૃદ્ધ ચાણાક્યમાં કહ્યું છે કે આ ખોટા કડવા સંસાર તરૂને બે અમૃત ફળો થાય છે; મધુર વચનો, અને સુસંગતિ: તે બહુ યથાતથ્ય છે. વિદુરજીનાં મત પ્રમાણે મનુષ્યોમાં નીચે પ્રમાણે ત્રણ પદ્ધતી છે.

૧. જે પુરૂષ અનીતિએ કોઇને જીતતો નથી તથા બીજાને હાથે જીત્યો જતો નથી; કોઈ સાથે વૈર કરતો નથી નિંદા અને સ્તુતિ સમાન માને છે; હર્ષ શોક કરતો નથી; પ્રાણીમાત્રોએ સુખી રહેવું: અકલ્યાણ કોઇનું ન થાય એવું ઇચ્છે છે; જે સત્ય ભાષણ કરે છે; કોમળ જેની પ્રકૃતિ; જેની ઇંદ્રિઓ સ્વાધીન; એવા મનુષ્યને ઉત્તમ પુરૂષ કહે છે.

૨. મીઠું બોલીને અમથોજ ભરોંસો આપતો નથી: આપીશ

એવું મોહોડામાંથી નીકળેથી આપે: બીજાનાં છિદ્રોનો શોધ રાખેછે. એવો જે તે મધ્યમ પુરૂષ જાણવો.

૩. જેણે ઉપકાર કર્યો તેને અપકાર કરે છે: જે કેવળ દુરાચરણી: જેનું કોઇ સાથે ઇષ્ટત્વ નથી; જે બીજાએ સારી વાત કહેલી સાંભળતો નથી: મિત્રને જે ઠગે છે: તે અધમ પુરૂષ જાણવો.

પોતાનું સારૂં ઇચ્છે છે તેણે ઉત્તમની સંગતી કરવી. પ્રસંગ જોઇને મધ્યમની પણ કરવી: પરંતુ નીચની કદાપી કરવી નહીં.

ગંગાજી જે આ લોકમાં તરણ તારણી કહેવાય છે, જેનામાં નીચે પ્રમાણે નવ ગુણો છે. તેવાજ ગુણો સત્સંગના છે. માટે નીચેની સત્સંગની કવિતામાં છંદ ત્રીજાથી, પેહેલાં ચરણમાં ગંગાજીના; બીજામાં સુજ્ઞના ગુણની સરખાવણી કરી ત્રીજા ચરણમાં એ બેઉની ખાશીયત બતાવી છે.

## ગુણની યાદ.

| ગંગાજી. | સત્સંગ. |
| --- | --- |
| ૧ ઊંચ કુળ (પર્વતમાંથી જન્મ).... | ૧ ઈશ્વર કૃપાથી પ્રાપ્તી. |
| ૨ ઉત્તરોત્તર વધવું (પ્રવાહ) ...... | ૨ ઉત્તરોત્તર વૃદ્ધિ (સ્નેહની). |
| ૩ લેહેરો છુટે છે (પાણીની)...... | ૩ લેહેરો છુટે છે (સુવિચારની). |
| ૪ આસપાસ ફળદ્રુપ કરેછે (જમીન) | ૪ આસપાસના સંસર્ગીઓને જ્ઞાની કરે છે. |
| ૫ સંગીને નિર્મળ કરે છે ......... | ૫ એજ પ્રમાણે કરે છે. |
| ૬ જળની મધુરતા ............... | ૬ વાણીની મિઠાશ. |
| ૭ જળની શીતળતા .............. | ૭ વાણીની શીતળતા. |
| ૮ સમદ્રષ્ટીથી હરેક વર્ણને પવિત્ર કરે છે...................... | ૮ જ્ઞાનથી જે કોઇ આવે તેનો જ્ઞાતીભેદ ન રાખતાં વિચાર શુધ્ધ કરે છે. |
| ૯ મહાન (સાગર) સાથે મળાવે છે.. | ૯ મહાન (પરમાત્મા) સાથે મળાવેછે. |

## સંગતિકા છંદ.

જગ જીવવા નર આવીયો, નહિં ભોમીયો પણ લાવીયો;
નહિં ચીજનું પણ ભાનછે, સતસંગ ગંગ સમાનછે. ૧

સરવા મનોરથ જો ચહે, સુણજે ભલા જન જે કહે;
ભવ તારવા વિદ્વાનછે, સતસંગ ગંગ સમાનછે. ૨
કુળ ઉંચમાં જન્મી નદી, વિભુ પ્રેરણા જનની વદી;
બહુ નમ્ર ને ગુણવાનછે, સતસંગ ગંગ સમાનછે. ૩
હળવે કરે જળવૃદ્ધિ તે, વધતી સદા સદબુદ્ધિ જે;
ધરિ ધૈર્ય તે ધનવાનછે, સતસંગ ગંગ સમાનછે. ૪
શુચિ લ્હેર મંદ વિહારની, મનશ્રેષ્ઠ લ્હેર વિચારની;
શુભ ધામ ધારણ ધ્યાન છે, સતસંગ ગંગ સમાનછે. ૫
ફળવંત ગંગ ધરા કરે, સદભાવ અંતરમાં ભરે;
હિતકારિ અન્ય ન તાનછે, સતસંગ ગંગ સમાનછે. ૬
જન ન્હાય નિર્મળ થાયછે, મન મેલ સંતથિ જાયછે;
ચિત્ત સ્વસ્થ થાય નિદાનછે, સતસંગ ગંગ સમાનછે. ૭
જળ ગંગ શુદ્ધ મધુરછે, વચનો ગુણી રસપુરછે;
ઉમદા અતી પય પાનછે, સતસંગ ગંગ સમાનછે. ૮
તન તાપ નીર થકી ઘટે, મન તાપ બોધ થકી મટે;
સુખી સંગથી ઈનસાન છે, સતસંગ ગંગ સમાનછે. ૯
સમદ્રષ્ટિથી જળ પાય છે, ગુણિ જ્ઞાન દે જન જાયછે;
નહિં રંક રાઓ ગુમાનછે, સતસંગ ગંગ સમાનછે. ૧૦
ઉદધીથિ પ્રીત કરાવશે, પ્રભુ પ્રેમ મુક્તી અપાવશે;
નહિં શ્રેષ્ઠ એ થકિ દાનછે, સતસંગ ગંગ સમાનછે. ૧૧
ભવ સિંધુમાં ડચકાં ભરે, સતસંગ નાવથિ તે તરે;
ધનમાત્ર તો કુરબાન છે, સતસંગ ગંગ સમાનછે. ૧૨

સત્સંગના બાબમાં આ જગોએ ચાર શબ્દો વિશેષ બોલવા વ્યર્થ નહીં ગણાય. નદી અસલ નિર્મળ છે, પરંતુ રેતીના સમાગમથી ગમે તેટલી ચોખી ગણતાં થોડી મલીન રહેજ. તે નિર્જીવ સાકાર પદાર્થ હોવા છતાં પોતાની મૂળ પ્રકૃતિપર જઈ જમીનના ક્ષારથી વિકૃત થએલ પણ આ જગતમાં સર્વેથી મહાન જે પયોધી તેની સાથે મળાવે છે પણ વિમળ સત્સંગ અવલ પ્રકાશ ચૈતન્ય-

માંથી થયો છે તથી તે નિર્મળ, નિર્વિકારી, નિઃસંગ, ચૈતન્ય સાથે ઐક્ય કરાવે છે. માટે નિર્જીવ નદી, અને ચૈતન્યરૂપ સત્સંગ એ બંને યથાશક્તિ ધર્મ બજાવે છે. એથી સત્સંગની ગંગાસાથે તુલના કરવી અઘટિત નથી.

આવી અમૂલ્ય અનૂપમ જનોદ્ધારક વસ્તુ વાસ્તે આતુર મનુષ્યે નીચે પ્રમાણે પાંચ વાતોની વિવેકથી પસંદગી કરવી તેમાંથી ચાર સજીવન, તથા એક નિર્જીવ છે. તે દરેકનો ક્રમ મળતા લાભના પ્રમાણમાં રાખ્યો છે.

૧ સદ્ગુરૂ. ૨ સુમંત્રી. ૩ સુજ્ઞ. ૪ સુભાર્યા. ૫ સુગ્રંથ.

## ૧. સદ્ગુરૂ.

આ તોફાની સંસારમાં મનુષ્યરૂપી ડોલા ખાતાં ભુલાં પડેલાં જાહાજને સદ્ગુરૂ હોકાયંત્રની સોઇ થઇ સુકાનનું કામ કરે છે; અને બુદ્ધિ નિર્વિકાર કીધી હોય છે, માટે તે તેવીજ રહી હોય તો તેમાંથી અનુકુળ પવન નીકળતાં એકદમ પાર ઉતારી દેછે. એ રીતે તરીપાર ઉતરનારાઓ સદ્ગુરૂનું સ્મરણ મુંકતા નથી. તેઓ અહોનિશ "વા ગુરૂ, વા ગુરૂ" એમજ બોલ્યા કરે છે. અને તે બોલવું યોગ્ય છે. કારણ, આ જગતમાં પિતાથી વધારે વંદના કરવા લાયક કોઇ નથી. તેના કરતાં સદ્ગુરૂનો મહીમા વિશેષ છે. આરીસ્ટાટલ કહે છે કે—

They who educate children well are more to be honoured than they who produce them; for the latter give them life alone, but the former give them the art of living well.

અર્થ—જેઓ બચ્ચાંને સારી રીતે કેળવે છે, તેઓને તેમના જન્મ આપનાર કરતાં વિશેષ માન ઘટે છે; કારણ કે માતપિતા માત્ર તેને જન્મ આપેછે. પણ સદ્ગુરૂ ઉત્તમ રીતે નિર્વાહ કરવાની કળા આપે છે.

ઉપર જે મનુષ્યના મેં ત્રણ પ્રકાર બતાવ્યા છે, તેમાંથી સદ્ગુરૂની પસંદગી ઉત્તમ વર્ગમાંથી થાવી જોઇએ. તેની સાથે તે વર્તમાનકાળની ચાલતી રૂઢીઓથી પૂરો માહિતગાર જોઇએ. અને તે પોતે મન, વાચા, અને કર્મે પણ શુધ્ધ ખપે. કારણ કે માણસને બોધ સાંભળ્યા કતાં તેવી વર્તણુક જોવાથી બહુ અસર થાય છે. (પાને ૬૩ અંગ્રેજી કવિતા જોવી) તેણે બચ્ચાંનાં નાજુક અંતઃકરણમાં બીભત્સ શબ્દો તથા લફંગાઇનાં રૂપો જાવા ન પામે તેનો બહુ સાવધાની રાખવી જોઇએ.

Suffer no lewdness nor indecent speech
Th' apartment of the tender youth to reach.

DRYDEN.

## દોહરો.

અંતર કોમળ તરૂણનાં, તેનો કરિને ક્યાસ;
બિભત્સ વાણી વિષયને, જવા ન દેજે પાસ. ૧

આવી સમયાનુસાર કેળવણીથી તેણે શિષ્યને એવો તો ચતુર ને દૃઢ નિશ્ચયનો કરવો જોઇએ કે હરેક કામમાં પ્રથમ પગલું ભરે, તેમાં તેનો વિજયજ થાય, એટલે તે આ કહેવત પ્રમાણે વર્ત્તણુકનું ધોરણ રાખે.

Take care of the present, the past and future will take care of themselves.

અર્થ—તું વર્તમાનકાળની સુરત રાખ. (સદોપયોગ કર) એટલે ભૂત અને ભવિષ્ય પોતે પોતાનું સંભાળશે.

## ૨. સુમંત્રી.

સુમંત્રી વિષે મેં પાને ૫૪ લખ્યું છે. વિશેષ કહેવાનું એટલુંજ કે દેવનો પ્રતાપ સેવકથી વધે છે. મેં ધોરણોની બાબત આગળ લખ્યું છે. તે એક પ્રવિણ પુરૂષ હશે તોજ તેને સાચવી અને

સુધારો કરશે. પણ તે નીતિ નિપુણ નહીં હોય તો એ ધોરણોથી કાઇ ફાયદો થાનાર નથી. ડિઝરાયલી કહે છે કે,

We put too much faith in systems, and look too little to men.

અર્થ—આપણે ધોરણોઉપર બહુ ભરોસો રાખીએ છીએ. અને મનુષ્યોવિષે ઘણુંજ થોડું લક્ષ આપીએ છીએ.

તેમ થાવું ન જોઇએ. હરેક કામમાં મનુષ્યોનીજ બલિહારીછે. વાસ્તે મંત્રી ચાલતા જમાનાથી એવો તો વાકેફ, અને પેટનો ભારી ખપે કે તેનાં કામની બાયશ તથા મનની વાત કર્યા અગાઉ કોઈ રીતે બહાર પડેજ નહીં.

Thy secret is thy servant till thou reveal it, and then thou art its servant.

અર્થ—તારી છાની વાત તેં જાહેર નથી કીધી ત્યાંસૂધી તે તારો ગુલામ છે. અને પછી તું તેનો ગુલામ થાશિ.

તે જાણે છે કે આટલા દ્વારેથી આપણી વાત બહાર પડશે. તેવિષે તે બહુ સાવચેતી રાખે છે. તે એ કે,

૧ મધપાનઃ ૨ નિદ્રાઃ ૩ આસપાસ કોઈ સાંભળશે તે વિષે અસાવધપણુંઃ ૪ મુખચર્યાઃ ૫ દુષ્ટઉપર વિશ્વાસઃ ૬ અનાડી નોકર.

---

## ૩ સુત્ર.

### શ્લોક.

देशाटनंपंडितमित्रताच वारांगनाराजसभाप्रवेश;
अनेकशास्त्राणिविलोकतानी, चातुर्यमुलानिभवंतिपंच. १

અર્થ—દેશાટન કરવું, પંડિતની મૈત્રી, વારાંગનાને ત્યાં તથા રાજસભામાં જાવું, અનેક શાસ્ત્રો જોવાં, એ પાંચ ચતુરાઈ મેળવવાનાં લક્ષણ છે.

વારાંગના (વેશ્યા) સિવાય બધી વાતો ખરી છે. આગલા જમાનાની વારાંગનાઓ તેવી હશે. ચાલતા વખતમાં તો તેઓ ખોટા ડોલ અને કપટથી દ્રવ્ય હરણ કરવાવિના બીજુ કાંઈ જાણતી હોય એવું જણાતું નથી. એ રાંડોની સોબતથી જેણે પોતાનું સર્વસ્વ ખોયું છે, તેને જોઇનેજ આપણે શિક્ષા લેવી જોઇએ.

Wise men learn by the misfortunes of others.

દાનાવો બીજાની કમબખ્તીથી પોતે શીખામણ લે છે. એટલે કે તેઓ તેવું કરી જોતા નથી.

જમાદાર ફતેમહંમદને આશકણશાહે પૂછ્યું કે "બા આ તે બધું તમે કયાંથી શીખ્યા?" જવાબ દીધો કે "ગાંડુંઓ પાસેથી" આશકણશાહ વિચારમાં પડ્યો, એટલે જમાદારે કહ્યું કે કેમ? શું વિચાર કરો છો? જે રસ્તે મૂરખો જઇ ઠોકર ખાય, તે રસ્તો આપણે ન લૈએ.

## દોહરો.

રૂવે શીખ અજાનકું, માને શીખ સુજાન;
ટારહિં તાજન મારીએ, જ્યૌં કાંપે કેકાન. ૧ વૃંદ.

મૂરખને શીખામણ મળતાં ડાહ્યો ચેતી જાય છે. જેમ ટટ્ટુને ચાબુક મારતાં ઘોડો ચમકી જાય છે.

માટે વિદ્વાનોની સોબતથી ચતૂરાઇ આવવાનું લખ્યું છે, તે ખરૂં છે. જે વિદ્વાનો મોહોડે એક કહી વર્તે બીજી રીતે તે તેનું જાણે. હાથમાં ફાનોસ લઇને કુવામાં પડનારા થોડાજ હોય છે. ઘણીકવાર મોટાં માણસોનાં કામ ન જોતાં તેના કેહેવાપર લક્ષ આપવું પડે છે.

## દોહરો.

ઉત્તમ વિદ્યા લીજીએ, જદપિ નીચ પેં હોય,
પર્યો અપાવન ઠોરતે, કાંચન તજત ન કોય. ૧ વૃંદ.

## ૪. सुभार्या.

ઓરત માણસની અર્ધાંગના કહેવાય છે. માટે તે સદ્ગુણી હોય તોજ કલ્યાણ છે. આગળ સ્વયંવરનો ધારો હતો તે બહુ ઉત્કૃષ્ટ હતો. જેથી પરસ્પરની પસંદગીથી પતી સતી બેઉ સુખમાં રહેતાં.

**श्लोक.**

संसारतापदग्धानां त्रयोविश्रांतिहेतवः

अपत्यंचकलत्रंच सतांसंगतिरेवच. वृ. चा.

સંસારના તાપથી બળેલાઓને ત્રણ વસ્તૂઓથી વિશ્રાંતિ મળે છેઃ ૧ સારી સંતતી. ૨ હાસ્યમુખી સુંદર સ્ત્રી અને ૩ સાધુની સોબત.

એજ ગ્રંથમાં સારી નારીના ગુણોવિષે નીચેમુજબ કહે છે.

**श्लोक.**

साभार्यायाशुचिरदक्षा साभार्यायापतिव्रता,

साभार्यायापतीप्रीता साभार्यासत्यवादिनी. १

અર્થ—જે પવિત્ર કામો કરવામાં સાવધ, ચતુર અને પતિવ્રતા, પતિપર જેનો અખંડ પ્યાર, અને સત્ય ભાષણ કરનારી છે તેજ પોષણ કરવા યોગ્ય સ્ત્રી છે.

ઓરતના સોળ શૃંગાર કહ્યા છે. તેમાંના આઠ બહારના, અને આઠ અંદરના: આઠ અંદરનાનાં નામ—

૧ સમજ; ૨ પતિવ્રત; ૩ સત્યતા; ૪ સહનતા; ૫ ચપળતા; ૬ દયા; ૭ સંતોષ; ૮ પ્રભુ તથા તેના બાળકોમાં પ્રેમ.

આ આઠ ગુણો સ્ત્રીનું ખરૂં ભૂષણ છે. પણ જે આઠ બહારના કહ્યા છે, તે પણ મનુષ્યને પ્રીતી ઉપજાવનારા છે; તે આઠ ગુણોનાં નામ—

૧ વાળ વ્યવસ્થા; ૨ સુઘડતા; ૩ રીતથી કપડાં પહેરવાં; ૪ ઘરેણાં પહેરવાં; ૫ કપોલપર સુગંધી લેપ; ૬ નમ્રતા; ૭ વહાલપ; ૮ સાલસાઇ. અંગ્રેજીમાં કહેવત છે કે—

Beauty is external virtue.

સૌંદર્ય એ બહારનો સદ્ગુણછે. સબબ, તેથી મન ખેંચાઈ તે વસ્તુ સાથે સહવાસ થાયછે. અને પછી તેથી અંદરના ગુણોની પિછાન પડેછે.
આવા ગુણોથી ભરપૂર જો સ્ત્રી હોય તો એબટ સાહેબ કહેછે તે ખરૂંછે.

The finger of God points to home, and says to us all, "there is the place to find your earthly joy."

અર્થ—પ્રભુ પોતાની આંગળી ઘરતરફ ચીંધીને આપણ સઘળાઓને કહે છે કે "જુઓ તમારા સંસાર સુખનું સ્થાન તે રહ્યું" તે તેમજ છે. પરંતુ ઘરનો વજીર જો દુરાચારી કે મૂર્ખ હોય તો ઘર જાગતી મસાણ જેવું છે.

## ૫. સુગ્રંથ.

આ બાબત પણ ઓછું લક્ષ આપવા જોગ નથી. એક ગ્રંથ નિર્જીવ મિત્ર છતાં આગલા ચાર મિત્રો જેટલો બલકે તેથી વધારે લાભ આપે છે. પૂર્વોક્ત સર્વે મિત્રો જ્યારે પાસે ન હોય, કે તેમાંથી કોઇ બેવફા થાય, ત્યારે પરદેશમાં કે જહાજમાં, જંગલમાં કે સંસારની ખટપટથી શાંતી મેળવવા, કોઈ દુર્દૈવથી કેદમાં રીબાતા હોઇએ ત્યારે પ્રભુશિવાય સાથે કોણ? આપણી સાથે કોણ વાતચિત કરે? થોડીવારસુધી શોક કોણ વીસરાવે? સ્વર્ગની મધુર આશા કોણ આપે? કોઈ નહીં, પણ એક સુંદર નીતિનું પુસ્તક.

"સોબત તેવી અસર." આ કહેવત ગ્રંથને પણ લાગુ પડે છે. જેવો ગ્રંથ વાંચશું તેવી અસર થાશે. ઘણીક જાતનાં પુસ્તકો થાયછે, તેમાંથી કેટલાંએક ચાખવાનાં; કેટલાંએક ગળી જવાનાં; અને કોઇ બરાબર ચાવી, ગળી, અને હજમ કરી જવાનાં હોય છે. ઘણું ખાધાથી ઘણું જોર મળતું નથી; પણ થોડું ખાઈ તે પચવાથી મળે છે. તેમ થોડાં પુસ્તકો વાંચીને પણ તેમાંથી દોહન હજમ કરી જવાથી હેતુ પાર પડે છે.

સારાં પુસ્તકો એટલે જેથી તન અને મનની શક્તિ ખીલે છે, તે કર્તા નીતિનાં પુસ્તકો વાંચવા અતિશય લાભકારી છે. નીતિ તો

એક સંસારમાં અજાણ ઘભરાયલાં માણસને સુરસ્તે પોંચાડી શાંતિ આપનારો ભોમીચો છે.

તેથી ઉલટું નઠારા ગ્રંથો મનની શાંતિ તોડી માણસને બહુજ ઉન્મત્ત અને દુર્ગુણી કરી દે છે. જેવાં કે કામ વૃધ્ધી કરનાર કોકશાસ્ત્ર, કે ચારવાક મતના ગ્રંથો નાસ્તિક કરી દે છે.

ફ્રાન્સના મહાવિદ્વાન વાલટેઅર, જેના હાથથી મોટાં પુસ્તકો મોટી શક્તિ દર્શાવનારાં રચાયાં છે, જેના વિષે પ્રજામાં એટલો પ્રેમ છે કે ગઇ સાલમાં તેના જન્મ દિવસે દસ્તૂર મુજબ તેનો જન્મોત્સવ ભારે ધામધૂમથી કર્યો હતો. અને લોકો એ સાલ તો તેનું બાવલું ઉભું કરવા તૈઆર થયા હતા, પણ રજા મળી નહીં. તેને નાનપણમાં માત્ર એક નાહાની પોથી વાંચવામાં આવી હતી. જેમાં એમ લખ્યું હતું કે, વસ્તુ માત્ર સ્વભાવે થાય છે, તથા લય પામે છે. તેમાં ઇશ્વરને શું સંબંધ છે? ઇશ્વર એવી કોઈ વસ્તુજ નથી. એપરથી તેનાં મતો ફરતાં તે અંતકાળ સૂધી પેહેલા દરજ્જાનો નાસ્તિક રહ્યો. જુઓ વગર વિચારે ગ્રંથો વાંચવાથી કેવી માઠી અસર થાય છે! માટે પુસ્તકો પસંદ કરવામાં ઘણો વિવેક જોઇએછે.

ઉપર કહેલાં સર્વે સાધનો પ્રાપ્ય હોય અને પોતાનો સુધારો ન કરે ત્યારે તો "સોબતસેં સુધરે નહીં, તાકો બડો અભાગ."

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. સદ્ગુરૂવિષે—આ લાભ આપ સાહેબને મન માનતી રીતે મળ્યો છે. આપના શિક્ષાગુરૂ મિસ્તર છોટાલાલને મેં જોયાછે. તથા તે વિષે સાંભળ્યુંછે. તેથી તેઓ એ પદ્વીને લાયક છે એવું કહી શકાયછે.

૨. સુમંત્રી—આપના દીવાન રાઓ બહાદુર મણિભાઇવિષે હું જે લખું તે થોડું છે. મંત્રીની પસંદગીવિષે મેં જે પાને ૫૪ તથા ૧૧૩ લખ્યું છે તેપ્રમાણે તેઓ બરાબર વર્તનારા હોઇને બહુ ઉપ્યોગી છે. ગુપ્ત વાત તો એમનાં પેટમાંથી માત્ર એક ભગવત લેવાને સમર્થ છે. તેમણે વર્ષ ૩ ના અરસામાં જે મોટાં કામોમાં બાહોશી સાથે કુશળતા બતાવી છે તે મારા શબ્દોને પૂરવાર કરવા બસ છે.

૧. પ્રથમ તો તેમની શક્તિવાન કારભારીઓની પસંદગી.

૨. રેવીન્યુ ખાતું સુધારવા અનેક કાયદાઓ ઘડ્યા તથા તેને અમલમાં લેવાની દૃઢતા.

૩. હુન્નરશાળા ઉઘાડી. અને કચ્છની જમીનમાં શું ખનિજ પદાર્થો છે તે શોધવા, તથા વિદ્યાવૃદ્ધિ કાજ ઉત્સુકતા.

૪. રાઓશ્રીના હુકો સમાલવા તથા દરબારના ઘરની અંધારામાં પડેલી વસ્તુઓ, અને કાગળીઆની શોધમાં સર્વે અંગ તથા બુદ્ધિબળનો ઉપયોગ.

૫. સરકારનાં ઘરમાં મોહોબત વધારવા, તથા મધુરવાણીથી રૈયતને ખુશી રાખી તેમની યોગ્ય દાદ સાંભળવા તેમનો ઠરાવ.

આ મોટાં કામોવિષે તો મોટાં માણસોને દરકાર રાખવી ઘટારતછે. પણ કચ્છ ગેઝેટને મથાળે આવેલાં ચિત્રમાં સુધારો કરી પોતાની હરેક કામ નિયમ તથા સફાઇથી લેવાની ટેવ દર્શાવ્યા વગર રહ્યા નથી. કચ્છ ગેઝેટને મથાળે કરેલું ચિત્ર આંહીં નાંખ્યું છે, તે જુઓ.



એમાં તેમણે કચ્છની આદ્યાંત સર્વે તવારીખ ટૂંકામાં સમાવી છે.

૧. પ્રથમ તો ઉપર ચંદ્ર બતાવી આ રાજાઓ ચંદ્રવંશી છે એમ બતાવ્યું છે. ૨ હાથીપર માહી મરાતબ બતાવી આગળના દિલ્હીના બાદશાહો સાથેની આ રાજની નિસબત હતી તે બતાવ્યુંછે.

૩. બીજે પડખે ભુજનો કિલ્લો બતાવી એ દેશના કિલ્લાઓની મજબૂતી જણાવી છે.

૪. ઉપલાં બે ચિત્રોની વચ્ચે રાઓશ્રીનો મુકુટ જે રાજ-ચિન્હ છે તે દેખાય છે.

૫. વચલા ભાગના ચારખંડમાં નીચે મુજબ છે.

૧. એકમાં તલવાર, ત્રિશૂલ (કુળદેવી આશાપુરાજીનું શસ્ત્ર) અને તબર ચીતરી સિદ્ધ કીધું છે કે એ બળથી એમના વડીલોએ રાજ્ય લીધું છે. સાથે દેશમાં વપરાતાં હથીઆરોથી વાકેફ કરે છે.

૨. નોકાથી એવું સમજાવ્યું છે કે એ રાજની પેદાશ મુખ્યત્વે બંદરોથી છે; એટલે તે દરીઆકાંઠાનો મુલક છે.

૩. ગાય કહી આપેછે કે રાઓ ગૌબ્રાહ્મણના પ્રતિપાળ છે. અને ૪ સિંહ પીઠપર નિરાધાર પડ્યો છે તે શૂરવીર રાઓ શ્રીખેંગારજી-એ અમદાવાદમાં કરેલાં પરાક્રમની તથા રાઓની ઉપમાની યાદ દેવરાવે છે.

૬. તેમની બન્ને બાજુએ બે ઘોડેસ્વારો દેશના ઘોડાઓ, તથા સ્વારનો દમામ પ્રકટ કરે છે.

૭. છેલ્લે અંગ્રેજીમાં એક કેહેવત છે.

Courage and confidence.

એટલે હિમ્મત તથા દૃઢ નિશ્ચય. મતલબ કે માણસમાં હિ-મ્મત છે તો જીવ છે. અને ત્યારે તે કાંઇ પણ કામ કરી શકે છે.

દૃઢ નિશ્ચયવિષે એમ જાણવાનું છે કે માણસ હરેક કામને વાસ્તે એકમાં ભરોસો રાખે છે તો સારૂં થાય છે.

Your work will be finished if trusted to one,
If entrusted to two it will never be done.

અર્થ—જો તમે એકને સોંપસો તો તમારૂં કામ પુરૂં થાશે. પણ જો બેને સોંપ્યું તો કદી થવાનું નથી. (એટલે કોઇ બુધ્ધીશાળી એક મંત્રીને પસંદ કરી માત્ર તેના હાથથીજ કામ લેવું.)

પણ કેટલાંએક મહાભારત કામમાં માણસને પોતાનાં અંગબળ તથા બુધ્ધીબળ માથેજ વિશ્વાસ રાખવો પડે છે, અને તેમ કરવાથી વિજય સામો દોડતો આવી નમી પડે છે. "આપ સમાન બળ નહિં અને મેઘ સમાન જળ નહીં."

આવી સર્વે બાબતો બહુ નહાનાં ચિત્રથી રાઓશ્રીની અસલ ઓલાદ, તેમનાં પરાક્રમો, તેમની વર્તણુક, દેશની મોટાઇ પ્રકાશમાન કરવા શું બસ નથી?

૩. સુસંગતીનાં બે અંગો તો આપનાં પૂર્ણ રીતે સુધાર્યાં છે. અને બાકીનાં ત્રણ, વિદ્વાન પ્રસંગ, સુભાર્યા, અને સુગ્રંથની પસંદગી, તે એઓના હાથથી થાવાનાં છે, તો મનવાંછિત રીતે પ્રાપ્ત થશે. સબબ, તેઓ અનુભવી છે. અને અનુભવથી જે કામ થાય છે તે વિદ્યા કરી શકતી નથી. Experience without learning is wiser than learning without experience. અનુભવ વગરની વિદ્યા કરતાં, વિદ્યાવગરનો અનુભવ ડાહાપણમાં ચડે છે. અને એઓ તો વળી વિદ્વાન છે, એટલે સોનાં સાથે સુગંધ આવી. હવે આપને કોઇ વાતની ઓછ રહે એવું જણાતું નથી.

---

વળિ ન્યાયરીતી લોકપ્રીતી &c., આ વિષયો સંબંધી મહારાઓ શ્રીદેશળજી બીજાના ગુણાખ્યાનમાં જોવું.

---

## हरिगितछंद.

७

विद्या कळाथी वास्तविक चढती कळा छे राजनी;
ते प्राप्त थावा आपजो अधिक वेळा महाराजनी;
अवकाशने पण समय वांचो ग्रंथमां नीति वदी;
मति अल्पना अज्ञानी संगे वात करवी नाहिं कदी.

## સાર.

ખરેખર વિદ્યા અને હુન્નરથી દેશનો ભાગ્યોદય થાય છે. વાસ્તે (ફરીને) કહું છું કે તે સંપાદનાર્થે આપ સાહેબે વધારે વખત રોકવો જોઇએ. પરંતુ જ્યારે ફુરસદ હોય ત્યારે પણ જે ગ્રંથમાં નીતિનો બોધ થાય તે વાંચવો. અને ટૂંકા વિચારના, તથા મૂરખો સાથે કદી વાત પણ કરવી નહીં.

## વિવેચન.

અવકાશ, નીતિગ્રંથ, તથા વિદ્યા કળા વિષે આગળ લખ્યું છે.

मति अल्पना अज्ञानि संगे वात करवी नाहिं कदी.—સુસંગતી ગંગાની પેર નિર્મળ કરી પરમાત્મા સાથે મળાવી દે છે. પણ કુસંગતીથી કેવા ગેરફાયદા થાય છે, તે વિષે કાંઇક લખવું જોઇએ.

## ૨. कुसंगती.

આપણે આગળ કહ્યું કે સત્સંગતીની માતા ઇશ્વર કૃપા છે તે બરાબર છે. સર્વે ખોખાંમાં આત્મા રહે છે પણ જેમાં જ્ઞાનનો અંશ બહુજ થોડો હોય તો સદ્ગુરૂથી શું થઈ શકવાનું હતું? (આ (સ્વાભાવિક લાભ લેવાનું આપણા હાથમાં રહ્યું નથી.)

## દોહરો.

ગુરૂ જ્ઞાનગુન શીખવે, શિષ્ય સુબુદ્ધી હોય;
લિખે ખરધરી ભીંતપર, ચિત્ર ચિતેરો કોય. ૧ વૃંદ.

કદી અંગમાં બુદ્ધિપ્રકાશ વધારે હોય, પણ તેને કુસંગત થઈ તો ગુરૂથી મળેલું જ્ઞાન બધું વ્યર્થ જશે.

Many things grow in the garden, that were never sown there.

વાવી ન હોય એવી ઘણીક ચીજો બાગમાં ઉગી નીકળે છે. એટલે સદ્ગુરૂની ગેરહાજરીમાં સહાધ્યાયી વગેરાંની સોબતથી ઘણીવાર બિગાડ થાય છે.

વાસ્તે પોતાનું શ્રેય ચાહનાર શિષ્યને ઘટારત છે કે એવી કુસંગતથી છેટે રહેવું.

કુસંગત એટલે ન કરવા લાયક સોબતઃ તેના બે પ્રકાર છે. (૧) દુષ્ટ અને (૨) મૂરખઃ દુષ્ટ પોતાના નીચ સ્વભાવથી ચાહીને ભૂડું કરે છે, તથા બતાવે છે. જેનું વર્ણન પાને ૩૮ કર્યું છે. અને મૂરખો પોતાનાં અજ્ઞાનથી હાની કરે છે જે વિષે હું અત્રે બોલીશ.

પૂર્ણ પ્રકાશમાંથી જેટલું તેજ માયાની આસપાસ રહ્યું, તે દેહમાં પૂરાયું. એટલે માયાની સંગતથી સર્વોત્તમ પ્રકાશ હલકો પડ્યો. તે વળી મલીન માટીના સંગથી વધારે જડ થઈ જન્મ મરણ એ નામોને તાબે થયો. એમ સુસંગતી, જેમ મનુષ્યોની ચઢતી કરેછે. તેમ કુસંગતી તેની પડતી કરે છે. સુવાર્ણ, હીરા, મોતી વગેરાં કીમતી પદાર્થો અજ્ઞાનીને હાથ ચઢ્યાથી પીતળ, કાચ, અને નકામા મણકા ગણી કુટાય છે; માટે માણસની કુસંગતથી બૂઝ થતી નથી, પરંતુ જે યોગ્યતા પાસે હોય છે તે પણ ખોઈ બેસે છે.

એક હંસ બગલાઓની સાથે સ્હેલ કરવા જતાં એક ખેતરમાં તેના ધણીથી પકડાયો. તેણે ખેડૂતને ખૂબ વીનવ્યો, કે ભાઈ, હું અનાજ ખાતો નથી. મારો ખોરાક મોતીનો છે. હું તો આ બકો સાથે સેહેજ ફરવા નીકળ્યો છું. મેં તારૂં એક કણસલું બગાડ્યું નથી, વગેરાં કેહેતો હતો, એટલામાં ખેડૂતે કહ્યું, એ બધું ઠીક; પણ તું આ ચોરટાઓની ટોળીમાં પકડાયો માટે તેના હાલ તે તારા. એમ કહી મરણ તોલ કર્યો.

કહેવત છે કે "ભૂતકી ભાઇબંધી મૈં જીવકા જોખા" તે ખરૂં છે. એક વાંદરો શેઠનો બહુ પ્રીય હતો. શેઠ પોઢ્યા હતા તેનાપર એક માખી ગણગણતી હતી. તેને વાંદરાએ ઘણીવાર ઉડાડી, પણ પાછી આવી બેસે. તેથી ક્રોધ આવતાં એક મોટો મૂશળ લે આવીને બેઠો. અને જેવી માખી આવીને બેડી કે જોરથી એક પ્રહાર કરતાં માખી તથા શેઠનો પ્રાણાંત સાથે કર્યો. આ ઉપરથી એક કહેવત નીકળી છે કે "મૂરખ મિત્ર કરતાં શાણો શત્રુ સારો."

એમ જડા લોકોના સહુવાસથી આપણને નુકશાન થાય છે. તેની સાથે આપણા આશ્રિતોને પણ બહુ વેઠવું પડે છે. કદી એવો કમઅકલ આપણી કૃપાથી વધ્યો, તો એકદમ મગરૂબ થઇ જાયછે.

Upstarts are always arrogant.

એટલે એકદમ વધેલાઓ હમેશાં અહંકારી રહે છે અને પછી કોઇને જોતા નથી.

Forget the dunghill whence they grew
And think themselves they know not who.

### દોહરો.

ઉકરડાથી ઉગિને, તરત વધ્યા જે હોય,
ભૂમી ભૂલી વર્તશે, અમ સમ છે નહિં કોય. ૧

એવા સખ્સોને કાંઈ ઉમદા ચીજ આપી તો તેનાએ ભોગ મળે છે.

Set a beggar on horseback, and he will ride it to death.

ભીખારીને ચડવાને ઘોડો આપો, અને તે તેને દોડાવીને મારી નાંખશે.

આથી સમજાશે કે કુસંગતથી માણસ પોતે હેરાન થઈ આશ્રિતોને હેરાન કરે છે, અને વળી જગતમાં પણ ખરાબ મત બંધાવે છે; કારણ કે માણસ પોતાના જીવને રમુજ થાવા સોબતીઓ

કરે છે: એટલે સર્વે અનુમાન બાંધેછે કે એના મળતીઆ આવાછે, તેથી તેને આવી વાતોમાં હર્ષ થાતો જણાયછે. ફારસીમાં બેતછે કે

કુનદ હમજીન્સ બા હમજીન્સ પરવાઝ.
કબૂતર બા કબૂતર બાઝ બા બાઝ.

અર્થ—બધી વસ્તૂઓ પોતપોતાના સ્વભાવને મળતી આવતી ચીજોમાં રહે છે. કબૂતરો (નિષ્પાપી પંખી) કબૂતરો સાથે; તથા બાજ (પાપી પક્ષી) બાજ સાથે રહે છે.

## દોહરો.

ઉત્તમ સેં ઉત્તમ મિલે, મિલે નીચ સેં નીચ;
પાની સેં પાની મિલે, મિલે કીચ સેં કીચ. ૧

## મસલો.

પુતરડા મિતરડે પરખીએ, સગાં પરખીએ સાંઇ;
ઘરની નારી ત્યારે પરખીએ, ઘરમાં ન મળે કાંઇ.

Tell me what company you keep,
and I will tell you, what you are.

અર્થ—તમારા સોબતીઓ કેવા છે, તે તમે મને કહો; અને તમે પોતે કેવા છો, તે હું કહી આપીશ.

એ રીતે દુષ્ટો તથા મૂરખો, એમની સાથે વાત કરવાથી હળભળ થઇ પ્રીત બંધાય છે. અને તેથી શું પરિણામ થાય છે, તે ઉપર જણાવ્યાં. માટે એવાઓનો સંસર્ગ કરવો નહીં.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧ કચ્છવૃત્તાંત પાને ૫૪—૫૫ શીદીઓની મૂર્ખાઇના દાખલા વાંચવા. અને એવા લોકોએ તરત વધીને રાજ્યને કેટલી હલાકી પોહોંચાડી છે, તે નીચેની ટીપમાં કચ્છવૃત્તાંતનાં પાનાં સાથે, વિશેષ જાણવું હોય તો અંગ્રેજી પુસ્તક "ઇનફરમેશન, કનેકટેડ વિથ ધી પ્રાવિન્સ આવ કચ્છ" નાં પાનાં પણ ટાંક્યાં છે, તે વાંચવાં.

| નંબર | નામ. | કચ્છ વૃત્તાંત. | [illegible] | નંબર | નામ. | કચ્છ વૃત્તાંત. | [illegible] |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિરજાં અમીરબેગ | ૪૧ | ૧૧૧ | ૬ | મહમદ પનાહ | ૬૧ | ૧૧૫ |
| ૨ | કુરપાબેગ | ૫૬ | ૧૦૧ | ૭ | તુર્ક વાયદના | ૬૪ | ૧૧૯ |
| ૩ | જમાલમીઆં | ૫૯ | ૧૧૬ | ૮ | ભટી હમીર | ૬૬ | ૧૧૯ |
| ૪ | શીદી મરીચ | ૬૦ | ૧૧૪ | ૯ | જમાદાર મોડજી | ૭૨ | ૧૨૪ |
| ૫ | શીદી મસ્રૂદ | ૬૧ | ૧૧૫ | ૧૦ | રૂપજી શાહ | ૩૯ | ૧૧૦ |

રાજ્યને હેરાનગતી પોહોંચાડનારા પૂંજો શેઠ, રામજી ખવાસ, ગોવરધન મેતા, હંસરાજ શાહ, ડોસલવેણ, વગેરે હતા પણ તેઓ-માં છેટે ઉભી સળગાવવાની યુકતી હતી, માટે ઉપરની ટીપમાં નાંખ્યા નથી.

## हरिगितछंद.

८

छो कल्पतरु तो लाभ काजे कैक रुपो आपशे,
अति तिव्र करशो तर्कशक्ति तोज तेने मापशे.
आ उमरमां निरखी कहुं दानाइ तो तहकीकछे:
इनसाफ आसन इंद्र बेसी आपवो नजदीकछे.

## સાર.

આપ કલ્પતરૂ (એક સ્વર્ગનું ઝાડ છે. જે સઘળા માગ્યા પદાર્થો આપે છે) છો તો કેક લોકો પોતાનું કામ કાહાડવા ઘણી તરેહનાં રૂપો કરી આવશે. તે જો બહુજ તીક્ષ્ણ વિચારશકિત રાખશો, તોજ કળાશે. હું બેશક કહું છું કે આટલી ઉમ્મરમાં આપમાં દાનાઇ તો સ્પષ્ટ દેખાય છે. માટે રાજ્યાસનપર બિરાજી લોકોનો ન્યાય કરવાનો વખત ઘણો પાસે છે.

## વિવેચન.

छो कल्पतरू तो लाभ काजे &c. આપ મનુષ્યના મનોરથ પૂરા પાડવા સામર્થ્ય ધરાવો છો, તો માણસ સ્વાર્થને લીધે મતલબ સાધવા બહુ રૂપો કરશે, માટે રૂપપરથી ભૂલવું નહીં.

### ૩. ज्ञाननो उपयोग.

જ્ઞાન, એ સર્વોત્તમ બળ છે. એ બળને જો સુમાર્ગે વાપર્યું તો જેટલો લાભ આપે છે તેટલુંજ કુમાર્ગે જવાથી હાની કરે છે. એક તીખું હથીઆર જેમ શત્રુને વેહેલો કાપે, તેમ આપણાપર પડતાં આપણું પણ અંગ તરત જુદું કરે. એક તેજ ઘોડો રસ્તે ચડતાં તરત મુદ્દામે પોહોંચાડશે, તેમ વાટ ચૂકયો તો જલદી વિનાશના મેદાનમાં લાવી મુકશે. માટે જ્ઞાન એક સાધન છે તે પોતે સારૂં કે નરતું કાંઇ નથી. તે તેના વાપરનારની બુદ્ધિઉપર આધાર રાખેછે.
આપણે કળાકૌશલ્યના વિષયમાં જણાવ્યું છે કે ઇંદ્રિઓ આપ-

ણને તાબેદારીથી સેવા કરવા આપી છે અને જ્ઞાની પુરૂષો તેને તેવીજ રીતે હુકમમાં રાખે છે તેથી તેમને જીતેંદ્રિય કહે છે. પણ તે ચંચળ છે. એટલે પોતાના સ્વામીને પ્રેમી દેખી તેને ઉલટો પોતાનો ગુલામ કરી લે છે, અને પોતે માલિક થઇ તેને પોતાની મરજીપ્રમાણે નચાવે છે.

સર્વે ઇંદ્રિઓમાં આંખથી માણસને એક વાતનો નિશ્ચય ખાત્રી પૂર્વક થાય છે. કવિ વૃંદ કહે છે કે—

## દોહરો.

અંતર અંગુરી ચાર કો, સાંચ ઝૂઠમેં હોય,
સબ માને દેખી કહીં, સુની ન માને કોય. ૧

પરંતુ જ્ઞાનવાન એટલું યાદ રાખે છે કે આંખ યા કાન પણ આપણને ઘણીવાર ઠગે છે. માટે,

## ૪. रूपपरथी न भुलवुं.

ઉપર કહ્યું તેમ જ્ઞાનનો, સન્માર્ગે ચડતાં સદ્ઉપયોગ થાય છે. પણ તેને ઉલટી રીતે વાપર્યું તો, માણસ પોતાની ઉપજીવિકા મેળવવા એ જ્ઞાનની મદદથી એવા ઉલટા સુલટા અનેક ઉપાયો લે છે કે જેથી સત્ય શું છે, તે તરત જણાતું નથી.

An overweening desire of wealth is the root of all evil.

લક્ષ્મીનો અતી લોભ સર્વે પાપનું મૂળ છે.

એમ મેં સુવાસનાં વર્ણનમાં કહ્યું છે. એવી દ્રષ્ટીના લોકો નાણું હરવા આપણી પાસે આવી આપણી યોગ્યતા કર્તા આપણામાં બહુ ગુણ છે, એવું દર્શાવવા ખોટું ગાંભીર્ય ધારણ કરી શબ્દોની જાળ પાથરે છે. તેને ખુશામદ કહે છે. અને ખોટી સ્તુતિના ભૂખ્યા તેમાં સપડાય પણ છે.

"બર્ડ-કૉલ" નામનું એક મધુર અવાજનુ યંત્ર થાય છે તે શિકારીઓને પક્ષી પકડવામાં બહુ મદદ કરે છે. તે ઉપરથી Flattery, says Lord Bacon is fowling with a bird-call. લાર્ડ બેકન

કહે છે કે—ખુશામદ એ બડકૉલની પેઠ (કોમળ વાણીથી) માણસને ફાંદામાં લેવાની તદબીર છે. માટે આપણે આપણી લાયકી નાલાયકીનો તોલ કરી સારૂં ચાલુ રાખવું, અને નરતું વર્જવું. પરંતુ એવા ખોટા ખુશામદખોરાથી કે ખોટી નિંદાથી ડરી તેવા નિંદકોનાં પૂતળાં થાવું એ કર્ણેંદ્રિયના આપણે ગુલામ સાથે કાચા મનના છીએ એવું સિદ્ધ કરી આપે છે. માટે કાને સાંભળ્યું પણ ઘણીવાર માનવું જોઇતું નથી. હવે આંખના ઠગાઇ ભરેલા ખેલો વિષે સાંભળો.

પશુ—બિલાડી કે વાઘ શિકાર પકડતી વખત બહુ શાંતિ બતાવે છે. પણ તે વખતે ઉલટી અંદર વધારે વ્યગ્રતા હોય છે.

પક્ષી—બગલો પણ ખોરાક હાથ કરવા એવોજ ડોલ કરે છે.

ફળ—એક પીળું ફળ ચાખતાં કડવું ઝેર હોયછે, જેમકે ત્રુ. બીજું ફળ એવાજ રંગનું ચાખતાં મધુર હોય છે, જેવાં કે મીઠાં લીંબુ. આકડાની ભેંસ કેરી જેવી હોય છે, પણ અંદર કાપતાં કપાસ નીકળે છે.

ધાતુ—એક રૂપીઓ સફેદ હોતાં તે રૂપાનો ન હોઇને ખોટો નીવડે છે. જર્મન સિલવર સફેદ હોઇને રૂપું નથી. પીળું એટલું સોનું ન સમજવું.

પત્થર—ઘણીક ચીજોને ડાંકથી નીલા, પીળા, રાતા, વગેરાં રંગો ચડાવી, પાનાં, માણેક, પીરોજા વગેરે નંગોમાં ચલાવે છે.

પાણી—કોઇવાર ઝાંઝવાનું જળ જે તરસ્યા મુસાફરોને ઠગે છે, પણ તે જળ નથી.

માટે કોઇ માણસ રડતું હોય તેથી દુઃખી; કે હસતું હોય તેથી સુખી; કંગાલ પોશાકથી નિર્ધન; ભભકાદાર વસ્ત્રોથી શ્રીમંત; ભગવાં કપડાંથી ત્યાગી; કે ધોળાંથી માયામાં લપેટાયલો છે; તેમ કાંઇ ચમત્કાર જણાતાં તે ઐશ્વર્ય શક્તિ ધરાવે છે, એવું ન સમજવું. પોતાનો અર્થ સાધવા, માણસ દુનીઆંને ઠગવા, અને તે રૂપ પાછું ઝાહેર ન પડવા કેક વેષો ધારણ કરે છે. વાસ્તે પ્રથમ પરિક્ષા કરી પછી વિશ્વાસ બાંધવો સલામતી ભરેલું છે.

## श्लोक.

यथाचतुरभिःकनकंपरिक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः
तथाचतुरभिःपुरुषःपरिक्ष्यते, त्यागेनशीलेनगुणेनकर्मणः

અર્થ—જેમ ઘસવા, કાપવા, તપાવવા, અને ઠોકવાથી સોનાની પરિક્ષા થાય છે, તેમ માણુસની પરિક્ષા, દાન, સ્વભાવ, ગુણ, અને વર્ત્તણુકથી થાય છે.

એ માટે એવે પ્રસંગે ઉતાવળ ન કરતાં ખૂબ તપાસ કરવાથી અસલ રૂપ જણાઇ આવશે. અને પસ્તાવો નહીં કરવો પડે. હરેક વાતની અધુરી તપાસથી ભૂત, ડાકણના વેહેમોએ ઘર ઘાલ્યું છે. પણ સાચું જોશો તો "મંછા ભૂત, અને શંકા ડાકણ છે."

## ઐતિહાસિક દ્રષ્ટાંત.

૧. જુઓથી ભરપૂર મેલાં કપડાં અને ભીખારી જેવા છતાં શ્રીમંત—(આમાંના ઘણાખરા દાખલા દશ વર્ષની અંદરના લીધેલાછે.)

૧.–ઉપરની કિસમનો આરબ, વર્ષ ૩ ઉપર ભુજમાં ગુજરતાં તેની પાસેથી સોનાં રૂપાંના સિક્કાથી ભરેલો એક ઘડો નીકળ્યો. તેમાં આશરે કોરી પંદર હજાર હતી.

૨.–ભુજમાં દ્વારકાંનાથ પાસે ધર્મશાળામાં મલીન પર્મહંસ રહેતો હતો તે મુઓ ત્યારે સુમારે કોરી ૧૨૦૦૦ બાર હજાર નીકળી હતી.

૩.–તુણામાં જૂજ મુદ્દત ઉપર એક મુની મુઓ. તેની પાસે આશરે સોનું શેર ૧૦ નીકળ્યું હતું.

૪.–માંડવીની પિઠીબજારમાં એક અતીત પાસેથી મરતી વખત બહુ જબર રકમ મળી હતી.

૨. બારથી ન જણાતાં અંદર બુધ્ધિવાન તથા નમાલું દેખાતાં લાખોની કિમ્મતનું હોય છે.

૧.–સ્વામી આનંદાશ્રમ વર્ષ ૧૦ ઉપર કચ્છમાં આવ્યા હતા. તે પેહેલાં ભુજમાં એક સ્વામીની પેઠે જાગનાથમાં ઉતર્યા

હતા પણ રાજ્ય સાથે સંબંધ થાતાં કેટલાંક વર્ષ સૂધી ભારી શક્તિ બતાવી કારભાર કર્યો. દીવાની ફોજદારી કાયદાઓનું એક પુસ્તક પણ કચ્છ વાસ્તે બહાર પાડ્યું.

૨.—મેતા નથુ કચરાના જરૂરના કાગળનું બંડળ જાતાં તેણે પોતાના નોકર સાદુને હુકમ કર્યો કે ફાડેલા કાગલોની ટોપલી જોઇને ફગાવજે. નોકરે આવીને કહ્યું કે બા, અંદર કાંઈ ન હતું બધા ટુકડા હતા. એક જુનું ભીજાણેલ પડીકું હતું. મજકુર મેતાએ તે પડીકું પોતાની પાસે લાવવા હુકમ કર્યો. અને જોયું તો બધા કામના કાગળોનું તે બંડલ હતું.

૩. બહારથી ડોલદાર અને દેદિપ્યમાન છતાં અંદર પોકળ—

૧.—સંવત ૧૯૨૮ ની સાલમાં એક કાઠીયાવાડનો સોની ઘોડા, પાલખી, નોકરો વગેરાં ડોલથી શંકરાચાર્યનો શિષ્ય બની તેનો લાગો લઇ ગયો હતો.

૨.—મહારાઓ શ્રીપ્રાગમલજી રત્નના મોટા પરિક્ષક હતા. તેમણે લાખો રૂપીઆનાં ઝવેરની ખરીદી કરી હતી મુંબૈની છેલ્લી સફરમાં એક પ્રખ્યાત આરબ ઝવેરી ઝવેર લઇ આવ્યો. તેમાં એક પાનું બહુ સરસ હતુ. પણ તે રાઓશ્રીને જોતાં ભાસ્યું નહીં. અને તે ખોટું છે એમ એવા નામાંકિત ઝવેરીને ખુલ્લું પણ ન કહેવાય પણ તે દાનાવ ઝવેરી મોં ઉપરથી વરતી જઇ બોલ્યો કે રાઓ સાહેબ આપને આ પાનાંમાં કાંઇ શક છે? જો તેમ હોય તો તે તોડી નાંખો. અને ખોટું નીકળે તો મારા પૈસા ગયા. અને ખરૂં નીકળે તો એની કિમ્મત આપે આપવી તે ઉપરથી તેને તોડતાં તે માત્ર કાચના કડકા હતા.

૩. પોલિટિકલ એજંટ સાહેબ ઘણું કરી સપ્ટેમ્બરમાં આંહીં રહે છે. તે વખતે એકવાર તેમના કલાર્કો વગેરે સલાઇઆમાં ઉતર્યા હતા તેમને મળવા રાત્રે અમે આઠ દશ જણા ત્યાં ગયા. રસ્તા વચ્ચે મશાણ છે, તેની કબરમાંથી એક છોકરો નીકળ્યો. જરાવારમાં બીજું, ત્રીજું, એમ નીકળતાં મારા મિત્રોએ પગ

ઉપાડી ચાલવા કહ્યું. પણ મને તે તાજુબીનું કારણ જાણવાની અતી હોંસ થાવાથી મેં કબરો તરફ જઇ એક છોકરાને પકડ્યો. એટલે બીજાં આઠ દસ હતાં તે નાશી ગયાં. તે છોકરાને જરા નશીહત કરી પૂછ્યું કે તમે આમ શું કરવા કીધું? તેનો ઉત્તર એમ વાલ્યો કે આંહીંથી આવતાં જતાં માણસ અને ગાડાંને તરેહ તરેહના અવાજ અને રૂપ કરી ડરાવીએ છીએ, અને તેઓ ગભરાટમાં દોડતાં અમને રમૂજ થાય છે. તથા કોઈવાર કાંઇ ચીજ પડી જતાં અમને મળે પણ છે. વાસ્તે માબાપ અમને મારો નહીં. અમે તો પેલી મઢીઓમાં રહેનારા ભીખારીનાં છોકરાં છીએ. આમ થાવાથી મારા સાથીઓ ખૂબ હસવા લાગ્યા. એવા અનેક તમાશા મેં જોયા છે.

૪. ચમત્કાર—શ્રીભુજમાં મહાદેવને નાકે શ્રીકલ્યાણરાયનાં મંદીરમાં ઠાકોરજીને ભોગ ધરાવતાં તે આરોગી જતા એ પ્રતાપ સેવકે રાઓશ્રીને કહ્યો. અને તેનો પ્રતાપ બહુ વધ્યો. પણ એક વિચારવંત શખ્સે આ કામ અસંભવિત ધારી તલાશ કરી તો પોત પાધરૂં થઇ ગયું. તેની પાસે મહંમદ પનાહની મસજીદનો એક શીદી લાગ જોઈ અંદર જાતો, તથા માલ ખાઇને લાગ મેળવી પાછો બાહાર નીકળતો. આ વાત ઝાહેર થાતાં લોકોમાં બહુ હાસ્ય સાથે પોકાર મચી રહ્યો.

---

आ उमरमां निरखी कहुं दानाइ तो तहकीक छे:—દાનાઇ વિષે મેં પાને ૪૮ મે વર્ણન કીધું છે. પણ તેનાં સાંધણમાં દીર્ઘ દૃષ્ટિ વિષે થોડુંક આંહીં બોલવું ધારી તે લંબાવ્યું નથી.

## ૫. दीर्घ दृष्टि.

વિવેકી પુરૂષો એક કામનો આરંભ લાભકારી અને મનોહર જોઇ લલચાઇ જતા નથી. પરંતુ તે અંતનો પરિણામ મંગળમય થવાપર નજર રાખે છે. આ નિયમથી મનુષ્ય ચાલે તો, હાલ ઘણીક જ્ઞાતિઓની નીતિ રીતી બગડી ગઈ છે, તેમ થાત નહીં.

જેમકે એક સુઘડ, અને પૈસાદાર જ્ઞાતીના લોકો હાલમાં મોટી રક-મોપર ચાહુના રાખી વેશવાળનું કામ એક વેપાર જેવું કરી બેઠાછે, અને સીતા જેવી સુંદરી, એક અવસ્થાથી ઘસાઇ ગએલાં ડોબાંને આપી તેનો ભવ બગાડે છે. તેથી તેમનું સંસારસુખ વણસી ગયું છે. અને હજુ બગડશે. કેટલીક નરસી રીતો વાસ્તે તે ખૂબ જગતમાં ગવાય છે. અને બીજી વિવેકહીન નાતોને તેવી ચાલોની નકલ કરવાનાં દૃષ્ટાંતો આંખ આગળ લાવી મુંકે છે. તે જ્ઞાતિથી પણ ઉત્તમ અને ચતુર અને મુત્સદ્દીપણાંનો ધંધો કરનારી જ્ઞાતી બાળાને વગર વિચારે એક જગોએ આપી દે છે. અને પછી વગર કારણે તે સગાઈ રદ કરી બીજાને, અને ત્રીજાને આપે છે! વસ્તુનાં સાટાં પણ આમ બદલતાં નથી. જુઓ ચતૂરોની ચતુરાઇ પોતાની કન્યાના ઘણા ભાયડા કરવાની ગાળ હાથે ઓઢી લેછે!! જ્યાં ઉત્તમ વાર્ણ દીર્ઘ દૃષ્ટિની આવી અવગણના કરે છેઃ ત્યાં મધ્ય, અને ક-નિષ્ટ જ્ઞાતિઓ, તેમ વર્ત્તે તો આશ્ચર્ય નથી. અને તેથી પરિણામે હિંદુઓની સ્થિતિ બગડતી જાય છે તે સ્વાભાવિક છે.

હરેક જ્ઞાતિના લોકો, આ કામથી મને તરત લાભ શું થાશે, તે વિચારી ભવિષ્યના શતગુણિત લાભ તરફ અંધા બની જાય છે. તેથીજ વિદ્યા અને કળા રહિત, અને પરિણામે નિર્ધન રહ્યા છે. તેમ ઘણી યૂરોપીઅન પ્રજાઓ ભવિષ્યનાં સુખ તરફ દૃષ્ટિ રાખી, બુદ્ધિ, તન અને ધનનો ઉદારપણે ઉપયોગ કરે છે, તો તેમની સુખ શાંતિ અને સમૃદ્ધી નિર્વિવેકી પુરૂષોને ઈર્ષાનું કારણ થઇ પડ્યાં છે.

એક શાણો પુરૂષ ખૂબ સમજે છે કે મારી વિવેકબુદ્ધિથી મને, તથા મારા આશ્રિતો સર્વેને સુખ થાશે. પણ તેની સાથે તે આ કહેવત સંપૂર્ણ રીતે યાદ રાખે છે કે—

યથા રાજા તથા પ્રજા.

એટલે જેવો રાજા તેવી પ્રજા. એનો બીજો અર્થ એવો પણ થાય કે જેવો ઘરનો ઉપરી, તેવાં તેનાં કુટંબનાં માણસ. ગ્રહસ્થનાં

કુટંબનાં માણસ, તે તેનાં બચ્ચાં; અને રાજાને રૈયત એ તેનાં છો-
કરાં છે. તે જાણે છે કે દુનીઆંનો આ શિરસ્તો છે.

## દોહરો.

દેખા દેખી કરત સબ, નાંહીં તત્વ બિચાર,
યાકો યહ અનુમાન હૈ, ભેડ ચાલ સંસાર. ૧ વૃંદ.

એક મોટો પુરૂષ જેમ કરે છે તેમ સર્વે લોકો કર્યા જાય છે. તેનું
અનુમાન એ છે કે સંસાર ગાડરના પ્રવાહ જેવો છે.

Little barks must keep near shore,
Larger ones may venture more.

અર્થ—મોટાં વાણો ભલે ભર દરીઆમાં જાય, પણ નાની
હોડીઓએ તો કાંઠે રહેવું જોઇએ.

## દોહરો.

કલ, બલ જૈસો હોય સો, તૈસી કરીએ બાત;
બનિક પુત્ર જાને કહા, ગઢ લેવેકી ઘાત. ૧. વૃંદ.

આ રીતે પોતાની શક્તિનો વિચાર ન કરવાથી બહુજ થોડા દેખા
દેખી કરી ઈચ્છિત ફળ મેળવે છે. પણ તેઓ મોટાના ગુણોની
નકલ કરે છે એ વાત ખરી છે. તે ઉપરથી એક મહાપુરૂષ, હું
મારી જીંદગીનો પ્રવાહ સીધો રાખીશ તો તે પ્રમાણે પાછલી ઓ-
લાદ ચાલી મારાં નામનું સદા સ્મરણ રાખશેઃ તથા તેમ ન કર્યું
તો મને દુરાત્માનું નામોશી ભરેલું વિશેષણ આપી હમેશાં નિંદશે
તો મારૂં જીવવું નિષ્ફળ જશે; એવું સમજી તે બહુજ સાવધાનીથી
પોતાની જીંદગીનો ક્રમ રાખે છે.

## ઐતિહાસિક દૃષ્ટાંત.

૧. આપ દાનાવ સાહેબના વડીલોનો પુરૂષ વર્ગ તો શૂર અને
વિવેકી હતો, પરંતુ તેમાં સ્ત્રીઓ પણ તેવી થઇઓ છે. જણાવતાં
ખુશી ઉપજે છે જે રાજ્યપુત્રોને આ લાભ સ્ત્રી કેળવણીથી પણ
કાંઇક મળે છે.

## પતિવ્રતા.

૧. રાઓ શ્રીદેશળજી પેહેલાનાં રાણી બાઇ રાજબાએ, મહારાઓપર શેરબુલંદ ચડી આવ્યો ત્યારે દ્રવ્યની તંગી પડવાની સેહેજ વાતપરથી પોતાનો જબર સરવે ખજાનો તેમના ચરણાર્વિંદ પાસે લાવી મુકયો.

## માતુસ્નેહ.

૨. રાઓશ્રી રાયધણજી બીજાનાં માતુશ્રી બહુ ચતુર હોવાથી રાઓશ્રીને કબજામાં રાખી રહ્યાં હતાં. અદલ વિચારનો દીવાન દેવચંદ શેઠ, એ માતુશ્રીની મદદ ન હોત તો બીજાઓની દશાને પોંહોચંત; એટલે કતલ થાત. તેમનાં મરણ પછી રાજમાં ગડબડ બહુ વધી.

૩. લધુભાની સ્ત્રીનો પોતાનો પુત્રતરફ પ્યાર, સાથે ભાષાની કોમળતા, બહુ સ્તુત્ય છે. તેમનાં નાંનાં બાળકનાં મરણનાં ભયથી અંજારના સૈયદ ખાનજીને પોતાના હાથથી પત્ર લખ્યો છે કે "રેઝીડેન્ટની મદદ લઇ બંદોબસ્ત કરે" સ્વસ્તિશ્રી ..........મહારા દાહાડા હવે નજદીક આવ્યા છે. તો હવે જે કરવાનું હોય તે તરત કરો. જો ઢીલ કરશો, કે લીંબડી (બાપનાં શેહેર) તરફ જોશો તો ધોખે ભરાશો. હરીસિંહ (તેમનો પિતા લીંબડીનો ઠાકોર) એ કાંઇ મરદ નથી, એ તો રાંડ છે, તે રખે રાનાં માણસ મારી નાંખે, માટે પોતાનાં માણસ મોકલવાને ફરેરે છે. પણ તેમાં ભોગ મારા, અને મારા કુંઅરના મળે છે. મારા પતિને ગુજરે તો હજુ છ માસ થયા નથી. આ કાસીદને મેં ધોબો ભરી કોરીઓ આપી છે મેં એક પછી એક સંદેશા મુકયા છે. આખાં ભુજની શાહીને કાગળ તો બધો ખૂટી ગયો છે. હરીસિંહે તો મને ન આવવા દેવા બારણાં બંદ કરી દીધાં છે. અને તેજ હાથે રહી મારી ફજેતી કરાવે છે."

**લફ્ટનન્ટ. એસ. એન. રેકસ.**

૪. ભાઇજીબાવાની મા આઇમાંબાઇ કુંઅરપર ચાહા રાખી બહુ હિમતવાન હતાં તેમણે રોહાપર ચડાઈ કરી હતી. માંડવી હાથ કરી રાવજી ખવાસને થાણદાર કરી ત્યાંહાં રહ્યાં હતાં.

## બેનનો સ્નેહ.

૫. રાઓ શ્રીભારમલજી બીજાની બેન કેસરબા ભાઇને બહુ ચાહાતાં. દુશ્મનોને ઉડાવવા તજવીજ કરી હતી. ને જાણ્યું કે મારાં લગ્ન વેહેલાં થશે તો પછી હું મારા ભાઇને કાંઇ કામ નહીં આવું. તેથી વર્ષ ૨૫ સૂધી કુઆરાં રહ્યાં હતાં. અંતે ઘણી ભલામણથી જુનાગઢના નવાબવેરે લગ્ન કર્યાં.

૬. રાઓ શ્રીખેંગારજી પેહેલાનાં બેન કમાંબાઇ જે અમદાવાદના બાદશાહ મહંમદ બેગડાને પરણ્યાં હતાં તે બહુ ગંભીર વિચારનાં હતાં. મોરબી, કચ્છ, વગેરે પોતાનો ગરાશ લેવા રાઓશ્રીના મતમાં તેઓ સમ્મત થયાં હતાં.

## સગાં વહાલાંની પ્રીત.

૭. રાઓ શ્રીખેંગારજી પેહેલાપર જામ રાવળે દગો કરવા વેર નોતર્યા હતા. પણ તેમનાં માસી (જામ રાવળના ભાઈ અજાજીની સ્ત્રી)એ ન જવા આપતાં સંતાડી મૂંકયા. તેમને જામના લેવા આવ્યાના ખબર થયા, કે અમદાવાદ નસાડી મુંકયા; અને પોતે કમાડ બંદ કરી અંદર બેશી રહ્યાં, તે જામને સાંજ સૂધી "નહીં ઉઘાડું, નહીં ઉઘાડું" એમ કહી યુક્તિ કરી રોકયો, કે રાઓશ્રી દૂર નીકળી જાય.

### ૨. પ્રજામાંથી કારભારી મંડળનાં દાખલાઓ.

રાઓ શ્રીદેશળજી પેહેલાના સ્વર્ગવાસથી તે લગભગ તેજ નામના બીજા રાજ્યાધિકારી થયા, ત્યાં સુધી કચ્છમાં બહુ અવ્યવસ્થિત કારભાર ચાલતો હતો. તેમાં ઘણાકે (શૂરપણ) એ તો આ જમીનનો ગુણ છે) અંધશૂર બની પોતાનો તથા પારકાનો ઘાણ વાળ્યો છે: સબબ એવો મોટો ગુણ કહેવત પ્રમાણે સિંહણનું દૂધછે. તે સૂવર્ણ પાત્રમાંજ રહી શકે. પરંતુ એમ છતાં આવાં ઉજડ રેતીનાં મેદાન વચ્ચે આંખને શીતળતા પમાડે એવી લીલોત્રી વાળી જગાઓ પણ હતી. જેમાંથી મને ત્રાણ વિષે માહીતી હોવાથી લખું છું.

૧ જમાદાર ફતેમહંમદ. ૨ મેતા નથુ કચરા. ૩ મેતા લક્ષ્મીદાસ વલભજી.

## ૧ જમાદાર ફતેમહંમદ.

આ પુરૂષ મહા શૂરવીર, મન વર્તનારો, સાનમાં સમજનારો તથા ઉદાર મનનો હતો.

શૂરાતનવિષે.—ઇતિહાસ વાંચ્યાથી પૂર્ણ રીતે જણાશે કે તે હલકે દરજ્જેથી વધ્યો છતાં રાઓશ્રીના ઘરનો પૂરો ખેરખ્વા હતો. હમેશાં તેઓનું બોલવું એમ હતું કે હું તો રાઓનો ગુલામ છું. તેણે "ફતીઆ તારી ફોજનો ભયનો ડંકો ભારી અરધી રાતે ચમકી ઉઠે નગરની નારી" વગેરાંથી શૌર્ય સિધ્ધ કર્યું છે. તથા ટીપુ સુલતાન જેવા સાથે મોહોબત કરી હતી.

મન વર્તવું.—મેતા જીવોરો તેનો હજુરી કારકુન હતો. તે રોજ સાંજે કામથી ફરાગત થઇ જમાદારની રજા લઈ દેવ દર્શન જાય, તથા સંધ્યાદિ કરે. એક દીવસ જમાદાર કોઈ શખ્સ આવતાં બહુ કામમાં રોકાયા, તે છેક દશ વાગી ગયા. વોરો તો આસ્તિક, એટલે તે સાંજે દેવદર્શન ન થાવાથી કંઈક ખ્યાલો કરવા લાગ્યા. જમાદારને એકદમ યાદ આવ્યું કે જીવોરો આજ નથી આવ્યા. તે રખે બેઠા હોય. માણસ મુકી તેમને માથે બોલાવ્યા. મોહોડાં વગેરેની ચર્ચા જોઇ જમાદારે કહ્યું કે "વોરા! તમને હમણાં મનમાં એમ આવે છે કે કેનો દીકરો કોણ અધિકારી થઈ, એમ જેવા ઉંચા હિંદુઓને તાબે રાખે છે અને ધર્મક્રિયામાં ભંગ પાડે છે." ઇત્યાદી બોલે છે કે જીવોરે પાઘડી મુકી નમી આપ્યું કે, "નહીં બાવા તમે તો પ્રભુરૂપ છો. તમને હલકા કોણ કહે? તમે કહો છો એજ પ્રમાણે મારા મનમાં તર્કો આવતા હતા."

સાનમાં સમજવું.—મેતા અંબારામે (કાનજી મંકોડીના બાપે) મોરબીથી હાથી મેતાને સંકેતમાં લખ્યું કે (મોરબીની સાથે રાઓશ્રીને હમેશાં તકરાર ચાલતી એટલે) મહારોગ થયો છે તે કાષ્ટ ઔષધી ખાતાં ન મટ્યો, માટે હવે ધાતુ ખાવી પડશે, જેથી એક આરો આવશે. એનો અર્થ હાથી મેતે ન સમજતાં જમાદારને ઘેર જઈ કહ્યું કે, બા અંબારામ મેતા બહુ માંદા છે. એમ

કહી કાગળ વાંચ્યો. તેનો ઉત્તર, જમાદારે કહ્યું કે તમે લખો જે આપણે કાષ્ટ ઓષધી બધી ખાવી લાજમ છે, બાકી ધાતુ તો હિંદુએ ગાય અને મુસલમાને સુઅર છે. તેનો ભાવાર્થ હાથી મેતા ન સમજતાં જમાદારે સમજાવ્યો કે એનું કહેવું એમછે જે મેં ઘણાક ઉપાય કીધા, પણ તમે માન્યું નહીં તો હવે અમારે અંગ્રેજ સરકાર જેવા બળવાનનો આશરો લેવો પડશે. એ માટે તેને મેં કહ્યું તેમ લખો. આપણે માંહેમાંહે લડવું એ બહાદુરી છે. પણ પારકી મદદ લેવામાં નાંમરદી છે.

ઔદાર્ય.—નકુ ઠકર જમાદારનો પ્યારો હતો. તેના ભાણેજને ઇજારામાં ત્રોટો આવતાં કોરી ૨૦ વીશ હજાર આપી. બાકી તેટલીજ રકમ વાસ્તે કેદ કર્યા. એથી મજકુર ઠકરની બેન, ભાઇને રોજ સંતાપે કે, તમે જમાદાર પાસે કરતા હરતા છતાં મારા છોકરા બંદીખાનામાં પડ્યા છે. પણ નકુ ઠકરનું કહેવું એમ કે હું એને લાગ જોઇ કહીશ. જમાદારના છોકરા ઇબ્રામ મીઆંના લગ્નની ધામધૂમ થાતાં મજકુર ઠકરને રોજ બોલાવે, પણ તે જાય નહીં. તોપણ જે દિવસ વરણાગી હતી તે દિવસ રથ મુકી કહાવ્યું કે, "નકુ ઠકરને કહેજો જે તમે શું માનતા કીધી છે? કે જમાદારનો છોકરો પરણે ત્યારે મોજ મજામાં સામેલ ન થાવું?" તેનો ઉત્તર મજકુર ઠકરે આપ્યો કે, એમ કેમ કહો છો? જમાદાર તો મારા મુરબ્બી છે પણ તમે તેને એટલું કહેજો કે "તમે પણ શું એવી માનતા કીધી છે, જે નકુ ઠકરના ભાણેજ કેદખાનાંમાં પડ્યા હોય, અને તે એકલો આ પ્રસંગે ખાઇ પી મજા કરે? આ શબ્દો સાંભળી જમાદારે તેજ વખત કરજ માફ કરી છોકરાઓને બહાર કાહાડવા હુકમ કર્યો.

## મેતા નથુ કચરા.

શૂરાતન વિષે.—આ નાગર "વાગડનો રા" કહેવાતો. કર્નલ વાકર વાંધા સારૂં આમલીઆરે આવતાં એ મેતાને કહ્યું કે મોરબીના હક્કો વાસ્તે તમને કાંઇ પૂછવું છે, તેનો જવાબ કોણ તમે, કે રાઓ

સાહેબ આપશો? મેતે જવાબ આપ્યો કે સાહેબ, ઇન્સાફ કે જોરની નજરથી જવાબ જોઇએ છે? જો ઇનસાફથી હકીકત પૂછશો તો હુંજ આપીશ. સાહેબે કહ્યું કે અમે હમેશાં ન્યાય રસ્તેજ ચાલીએ છીએ.

નથુ મેતા—સાહેબ, આપ કયાંહાં રહો છો?

સાહેબ—વિલાયતમાં

નથુ મેતા—તે કેટલે દુર છે?

સાહેબ—૭ સાત હજાર મેલ.

નથુ મેતા—સાહેબ, એટલું દુર છતાં આપ આંહીં કેમ માલિક થયા?

સાહેબ—અમારાં કોવતથી.

નથુ મેતા—તો સાહેબ મેહેરબાન, યાદ રાખો કે, જર જમીન જોરકા, જોર ઘટે તબ ઓરકા. રાઓ સાહેબ કોઇનું ગેર રીતે દબાવતા નથી. તે પોતાનો હક જાળવે છે. તેવું છતાં પણ સામાવાળામાં દમ હોય તો પોતે આવી સંભાળે. આપ શું કરવા વચ્ચે પડો છો?

આવા વાજબી શૂરાતનના શબ્દ સાંભળી સાહેબ ચુપ રહ્યા.

દાખલો ૨ જો.—મજકુર મેતા એક વખત વેહેલમાં બેશી એકે માણસ સાથે ન લેતાં બાહાર જતા હતા. તેમનું શૌર્ય માપવા અંબારામ મેતે થોડાંક માણસ એકડાં કરી પોતે જઈ કહ્યું કે "નથુ મેતા, હવે કેમ કરશો" નેજ તલવાર તો હમેશાં સાથે રાખતા, તે મેઆન બાહાર કરી તડાક નીચે ઉતરી "આવ તારી...." (ગાળો આપી) એટલે અંબારામ મેતા હશી પડ્યો. અને કહ્યું કે તપો માં નથુભાઇ, મેં તો રમુજ સારૂં આમ કર્યું.

## મેતા લક્ષ્મીદાસ વલ્લભજી.

આ નાગર પણ પ્રતાપી અને રાઓશ્રીના ઘરનો ખેરખા હતો. કાશીની યાત્રાએ ગયા ત્યાં ખૂબ ખરચ્યું: તેથી લોકોને જીજ્ઞાસા થઇ જે આ કોણછે? તેનો ઉતર "હું કચ્છના રાઓનો એક સાધારણ

નોકર છું" એમ આપતા. મેં સાંભળ્યું છે કે કેટલાએક જાડેજાએ અંબારામ મેતાની ઉસ્કેરણીથી મોરબીના ઠાકોરને ભુજની ગાદી આપવા ઠરાવ કીધો. પરંતુ તેણે રાત્રના સર્વે વ્યાપારીઓને બોલાવી હકીકત ઝાહેર કરીને મોટી રકમ જમા કરી. કેટલાક ભાયાતોને સામ, કેટલાકને દામ, તથા ભેદથી સમજાવી સહીઓ લઈ પોતા તરફ કીધા; અને સવારે મોટી હોંસથી અંબારામ મેતા સાહેબને બંગલે ગયા. પણ બધા જાડેજા એ વિચારનું અઘટિતપણું સમજી ફરી ગયા. અને ગાદી મહારાઓ શ્રી દેશળજી બીજાને મળી. તે રાજ્યભક્ત મેતાને આ વખતે જબર લાલચો આપી છતાં તે નીમકહરામ થયા નહીં. સરકાર સાથે ટ્રીટીઓ કરી છે તેમાં પણ તેમણે પોતાની દીર્ઘ દૃષ્ટી વાપરી છે.

## પ્રજામાંથી વ્યાપારી વર્ગના દાખલાઓ.

ઉપર કારભારી રૈયતવિષે કહ્યું. પણ વ્યાપારી વર્ગ તરફ જોતાં તેપણ રાઓશ્રીના ગુણોની નકલ કરી ભારી હિમ્મતવાન નીવડ્યા છે. તેઓ શૂરાતન, ઉદ્યોગ, અને પ્રમાણિકપણાંથી પૃથ્વીના સર્વે ખંડો સુધી પોંહોંચી જબર વ્યાપારી થયા છે. ઝંગબાર, અર્બસ્તાન, સિંગાપોર, ચીન વગેરાંમાં તેઓની મોટી વખારો છે. તથા વિલાત, અમેરીકામાં તેમની આડતો છે. મુંબઈમાં પણ કચ્છી વ્યાપારી વ્યાપાર, તથા દ્રવ્યમાં અગ્રેસર છે.

"....મુંબઇની વસ્તીનો લગભગ ત્રીજો ભાગ કચ્છી છે. એટલુંજ નહીં પણ મુંબઇનો ભારે વ્યાપાર પણ કચ્છી ભાટીઆ, વાણીઆ, ખોજા, મેમણ આદી જાતના હાથમાં ઘણો છે. અને આખી મુંબઇની પુંજી એકઠી કરી હોય તો તેનો લગભગ ત્રીજો કે ચોથો ભાગ કચ્છીઓનો માલમ પડે...." રા. ગો. તા. ૨૪ મી નવેમ્બર સન ૧૮૭૮.

### दोहरो.

आ मोती अर्पण कर्यां, राजहंसनी पास;
चतुर ग्रही पाचन करी, करो कृतारथ दास. १

### સાર.

આપ રાજહંસ છો માટે આપને આરોગવા સારૂં આ બોધરૂપી મોતી નજર કર્યાં છે. ચતૂર્ભુજ કહે છે કે તે આપ સ્વીકારી, તેનું સત્વ અંતરમાં ઉતારી, આપના દાસનો મનોરથ પૂર્ણ કરશો.

## વિવેચન.

### ६. पात्रमां पोंखवुं.

એક કૂકડાને ઉકરડો ખોતરતાં ઉમદા રત્ન હાથ ચડ્યું. તેનું રૂપ જોઇ તે મોહિત થયો. પણ તે જુઆર, કે બીજો ખાવા લાયક પદાર્થ નથી જાણી બોલ્યો. "આહા! તું વસ્તુ તો બહુ પ્રકાશવાન છો પણ તેમાં મારૂં શું વળે? એમ કહી ફેંકી દીધું. એકદર લોકો કીમતી વસ્તુઓની એમ અવગણના કરે છે. પણ જરા—એક તેનામાં વિવેક હોત તો તેમાંથી એ એટલું ધાન્ય પેદા કરત કે તેની વીશ પેહેડી સૂધી તેને દુકાળ ન પડત.

એક અવિવેકીને એક વસ્તુ આપવાથી આટલી હાની છે.

૧. તે વસ્તુ ઉપજાવવા અમૂલ્ય કાળ અને ઉદ્યોગ વાપર્યો તે વ્યર્થ જાય છે.

૨. બીજા લોકોને હાંસી થાય છે કે જુઓ રત્નને હાથે કરી પાણે પછાડે છે.

૩. આગલા શખ્સ તરફથી આભાર ન મળતાં તેને ચીડ ઉપજાવશે. કે જુઓ મને પથરો ખાવા આપ્યો (મને મૂર્ખ ગણી બોધ આપવા નીકળ્યો છે.)

૪. તેજ વસ્તુવિવેકીને આપતાં તેને થતા લાભ ખોઇએ છીએ.

આવા પ્રકારનાં નુકસાન મને ખચીત ખમવાં નહીં પડે એવું

નક્કી કરી મેં આપ નામદાર સાહેબના મહા પરાક્રમી પૂર્વજોના ગુણોરૂપી સુવાસિક ફૂલોથી ખીલતી નાહાની વાડી બીજા કોઇપણ હેતુ વગર પૂરા પ્રેમથી ભેટ કરી છે. તેમાં વિહાર કરી આપ સાહેબ શોભા, સુખ, અને કીર્તિ મેળવો. એજ મારી અંતરની આશીશ છે. તથાસ્તુ:

## स्वदेश प्रीती.

આ મારી મા કે બાપ, આ મારો ભાઇ, આ મારો દેશ, તથા આ મારો રાજા છે, એવું જેને અંતરમાં અભિમાન નથી, તે માણસ પોતાનું તથા પારકું શું ભલું કરી શકે? જે મહાજ્ઞાનીઓ કહેવાય છે, તેપણ સર્વે વાતો સમજી બીજા બધાઓનું હિત પછી વિચારશું, એમ યથાશક્તિ તેમનું ભલું કરતાં પ્રથમ તો પોતાના જીવની મુક્તિ થાવા ઉપાયો શોધે છે. ત્યારે સંસારીઓએ તો આ મારૂં, માટે તેને બનતાં સૂધી શુદ્ધોપચારથી સુધારવા પ્રયત્ન કરવુંજ જોઇએ.

અસ્તોદય તો આ સૃષ્ટીના સજીવ કે નિર્જીવ પદાર્થોપર ચાલુજછે. પણ એકનો પડતીનો વખત જોઇ તેના ખરા સ્નેહીઓને અંતઃકરણમાં બહુ દાઝે છે, તે સંતાપ પામનાર જો વડીલ વર્ગમાં હોય છે, તો તે ઉતરી જનારને પુત્રભક્તિથી તેની સ્થિતી સુધારવા ચાર શબ્દ કહ્યાવગર રહેતા નથી. સ્વદેશભૂમી તે આપણી મા છે અને અંદર રહેનારાં, તે તેનાં બચાં છે. એ બચાંને તે આચારભ્રષ્ટ, સ્થિતિભ્રષ્ટ, અને તેથી કળાહીન અને નિર્દ્રવ્ય જોઇ તેની છાતી ભરાઇ આવે છે.

### હિંદુસ્તાનનાં પોતાની ઉતરી ગએલી પ્રજા-આર્યો-પ્રતિ બોધ વચનો.

**૫૯.**

કાફી ત્રિતાલ.

પુનઃ કરો સંસ્કાર, આર્યો થાવા ઉન્નતિ. પુનઃ ટેક.
ઉત્તમ શાસ્ત્રો આપ્યાં પૂર્વે, વ્યાકરણ વેદ વિચાર,

ક્રોધ કાવ્ય ને ન્યાય નિરિક્ષા, નભની તે કરનાર,
શુચી પ્રજા તે હતી, પુનઃ કરો. ૧.
ગિરિવાણુ તો ગંગામાં ડૂબી, અલ્પ કરે ઉચ્ચાર;
ગરૂઆ ગ્રંથો આપ્યા ઉધઇને, કોઇ ન લે તેની સાર;
કોણે આપી આ મતી. પુનઃ કરો. ૨.
તે પણ પુત્રો મારા હતા ને તમે પણ છો આ વાર,
દોષિત ન કરો મુજને પ્યારા, હુંજ છઉં પાળનાર,
વાંક નહીં ભૂપતી. પુનઃ કરો. ૩.
શ્રેષ્ટ વિષયની સામું ન જોતાં, નરસાંના લેનાર,
માંસ માદક મદિરાને તાડી, ના વધીઆ પીનાર,
દુરિત થાશેરે ગતિ. પુનઃ કરો. ૪.
સત્ય તજીને સ્વારથ સરવા પંથ કર્યા છે અપાર;
એક મૂકીને અનેક ભજ્યાથી હાલ થયા થાનાર
એમાં નહીં સાર રતી. પુનઃ કરો. ૫
હે પ્રીય બાલક યાદ કરો મુજપર પૂર્વજનો પ્યાર,
સંપ સુવિદ્યા કળા શુધ્ધ ભકતીથી, કેવિ કૃપા કિરતાર,
પાછી તે થાશે છતી. પુનઃ કરો. ૬.
બોધ વચન કેતાં માતની આંખે, ચાલી અશ્રુની ધાર,
ચતુર ચેતો બંધુજનો મુજ, સદ્ય સુધારો આચાર,
કપુતો તાણે અતી. પુનઃ કરો સંસ્કાર, આર્યો. ૭.

મૂળ ઉત્તમ વર્ણ હોવાથી પોતાની ભૂલ સમજી જઇને એક સ્વદેશ ભકત સપૂત પોતાની માતાજીને દિલાસો આપી સુધારવાની ખાત્રી કરી આપે છે.

## ૫૬.

સોરઠ જીલ્લો. ત્રિતાલ પંજાબી.

મારી આ સ્વભૂમી મને પ્રાણ થકી પ્યારીરે,
સર્વે સ્થળોમાં આ વાણી સ્વીકારીરે,—મારી. ૧

વિવિધ વસ્ત્રોને મધુર મેવાથી, પોષ્યો પુત્રની પેરરે;
તું મુજ માત હું પુત્ર ખરો, સપુતછું ગુણ આપું ન વીસારીરે. મારી. ૨
નીતિ હું પાળિશ વિદૂરજીની, વાકયો છે વિખ્યાતરે;
રિદ્ધી એથી વિદ્યાથી થશે, કળા કળાગ્રહી કળા દઉં વધારીરે. મારી. ૩
શિથિલતા તજી જાગ્રત થૈ મંડું, દેશ થાવા પ્રખ્યાતરે;
મંગલ લીલા લ્હેર બહૂ, થશે ઇશ ઇચ્છા જો હશે તારીરે. મારી. ૪

દરેક જણ આવા સપૂતના જેવો ઠરાવ કરી યથાશક્તિ ધર્મ બજાવે તો આખા દેશનું કલ્યાણ થાય.

If each would sweep before his own door, we should have a clean street.

અર્થ—દરેક જણ માત્ર પોતપોતાનાં બારણાં પાસે સફાઈ રાખે તો આખો મોહોલો સ્વચ્છ થઇ રહે.

હે અનંત કોટી બ્રહ્માંડના કર્ત્તા પરાત્પર પરમેશ! સ્વદેશ પ્રીતીને લીધે તારી પ્રેરણાથી અમારા રાજાઓએ સુસ્ત ન રહેતાં બહુજ: તેમ રાણીઓએ યથાશક્તિ; દેશ વાસ્તે રંજ ખેંચી છે. પ્રજામાંથી કારભારી મંડળે વચ્ચે જુજ મુદતના અંધકારના જમાનામાં ચમકતી રોશનીની પેઠે દેખાવ દીધો છે. રૈયતમાંથી વ્યાપારી વર્ગે રાજ્ય તરફ બહુજ સ્નેહ બતાવ્યો છે. સુવાસનાસાગર મહારાઓ શ્રીપ્રાગમલજી તરફ કચ્છની વસ્તીએ મુંબઇમાં બતાવેલી રાજનિષ્ટા લોકપ્રસિદ્ધ છે. ગઇ સાલના (૧૮૭૮ ના) નવેમ્બરમાં આ અમારા દીવાન, એવા ભાવથી રા. બા. મણિભાઇનો કેવો સત્કાર કર્યો હતો. અને ધંધાધારી લોકો પણ તેવાજ રાજ તરફ વફાદારછે. જો કે આ અજ્ઞાનનું જનુન છે, પણ મેં સાંભળ્યું છે કે એક પરલા કાંઠાના રહેવાસીએ પોતાના રાજાનું વખાણ કરતાં રાઓશ્રી વિષે જરાક ગેર રીતે કહ્યું. તેને વારતાં પણ બંદ રહ્યો નહીં. એટલે એક કચ્છીને જોશ આવતાં તે નિંદકનું માથું ધડથી અળગું કર્યું.

એવી રીતે કોઇનો સવિવેક અથવા કોઇનો અવિવેક પ્યાર જણાઇ આવી આ નાની ટુકડીનો રસ પીનાર માતૃભક્ત છે એમાં

સંદેહ નથી. માણસનો સ્વાર્થ ન સરે ત્યારે તે તેની નિંદા કરે. એમ કોઇએ કચ્છ વિષે લખ્યું હોય, યા હજુ લખે કે બોલે, તો તેણે યાદ રાખવું કે દરેક પ્રજામાં ગુણ અને એબ મળેલા હોય છે. પછી કેટલીએક બાબતો જ્ઞાનથી સુધરે છે. પરંતુ એકના પાપમાં બધા બુડે એમ ઘણું કરી રવૈયો છે. તોપણ જુજ બગડેલા દાણાથી સઘળો અનાજનો ભંડોળ ફેંકી દેવો, કે એક બે બગડેલાં ફળથી આખો કંડીઓ તેવોજ સમજવો; યા, એક ખુની ચોર કે વ્યભિચારીને લીધે ગામનાં બધાં માણસોને તેવા ગણી સાથે સજા કરવી, એ વિવેકની મર્યાદાથી બહાર છે. પ્યારા કચ્છી ભાઇઓ, કોઈ શખ્સ દુરિત બુધ્ધિથી તમારૂં માઠું બોલે તો તેમાં તમારી સરસાઇ છે. કારણ તમે તેને નમી દીધું યા તેનાથી એનાથી એકમત થયા નહીં, પરંતુ કોઇ નિષ્પક્ષપાત સત્પુરૂષ તમારી ખોડો બતાવે તો તે તમે તમારાં હિતવાસ્તે શૂર છો તો સાનમાં સમજી વડીલોનાં નામને ડાગ ન લગાડી તરત સુધારો. વિદ્યા, કળા તરફ તમારી અતી બેદરકાર, અને યુવાનોમાં વધતી જતી તોછડાઇથી તમારી હાલની સ્થિતિ, તથા હજુ રખે બગડે તે જોઇને મને બહુ સંતાપ થાય છે.

માટે હે પરમ ઉદાર વિશ્વપાલક, કરૂણાનિધી ભગવત! સારૂં નરતું જાણવા મારા દેશી જનોને તૂં પૂર્ણ વિવેક બુધ્ધિ આપ.--તથાસ્તુ.

## પ્રાર્થના.

હું આખી પૃથ્વીને મારૂં ઘર: તેના ખંડો, તે મોટાં દીવાનખાનાં; દેશો, તે ઓરડા; અને પ્રાંત, એ મારી બેઠકની જગા ગણું છું. ત્યારે જેની સાથે મારો નિકટનો સંબંધ, એવી બેઠકની જગા, તેનાં રક્ષણ તથા સુધારા વાસ્તે વિશેષ ચાહના રાખી આખા ઘરનું ભલું ઈચ્છવું યોગ્ય છે તે પ્રમાણે અરદાસ કરી વિશેષ એટલુંજ માગું છું કે હે વિશ્વાધાર સવિતા નારાયણ પરમાત્મા! હું મારી ચૂકથી તારાથી જુદો પડી આત્મરૂપ થઇ કેદ પડ્યો છું તેનો બહુ પસ્તાવો કરૂં છું પણ તું દયાસિંધુ રંકવત્સલ પ્રભુ કહેવાય છે, તો હવે એક કીટક ધારેલાં મકાનપર ચડવા જરા યત્ન કરી, બીજે જરા ઉપર

ચડી, ત્રીજો તેથી વધારે જઈ અને નીચો પડે છે, તેમ તું મારા વિષે કરીશ નહીં. આ જીંદગી એક સીડી છે, તેને વર્ષનાં પગથીઆં છે તેમાંથી ચોત્રીસ તો હું ચડ્યો (આ પગથી પાર થાવા આશા નહતી) અને પાંત્રીશમાં પર પગ મુકયો છે. માટે હવે જેટલાં પગથીઆં ચડાવવાનાં હોય, તેટલાં નિર્વિઘ્ને પસાર કરાવી, મારી ગફલત કે અજાણપણે અપરાધ થવાથી કુપિત થઇ મને ઢોળી ન પાડતાં સહીસલામત તારી હજુરમાં ખેંચી તારાં અદ્વીતીય શાંતિમય આસનનું દાસત્વ આપજે. હરેક નાહાનું કે મોટું કામ તારી કૃપા વગર મનવાંછિત રીતે પાર પડતું નથી. આ ગ્રંથ મેં સંકોચી સંકીર્ણરૂપે કર્યો છે, એવું સમજીને કે તું અગાધ શક્તિનો સાહેબ, તારી મરજી હોય તો નાનાંમાંથી, મોટાંથી થતાં ફળો આપવા ક્યાં અસમર્થ છો? માટે તે પૂરો કર્યા અગાઉ સેવકની એટલી પ્રાર્થના છે કે આ મોટો નીતિનો સાગર એક બહુજ તુચ્છ રવાઇ (બુદ્ધિ) સાથે અતિ નિર્બળ હાથોથી મથવાની મેં પેરવી કરી છે. પણ આપ સર્વાંતર્યામી, સર્વ કર્મના સાક્ષી છો, માટે મારો શુધ્ધ હેતુ જાણી, જેઓને ઉપયોગી થાવા મેં આમાં ચિંતવન કર્યું છે તેઓને તેવો લાભકારી થાવા જેમ પ્રારંભમાં મારા સ્થૂલ દેહના રાજા વાસ્તે બોધરૂપી આઠ છંદ–તેમ તારાં અતીશય અદ્ભુત કૃત્યો, જેને માત્ર તારોજ આધાર છે, તેમાં દર્શાવેલી અપરિમેય ચમત્કૃતિથી થતા મોહમાં ગરકાવ થૈ સર્વે બંધુજનોપર સત્ધર્મ, સત્સંગ, જ્ઞાન, અને સંપની વૃષ્ટી કરવા અંતમાં તારા મંગળકારી નામનું તેટલાજ છંદોથી સ્તવન કરી આ મારા શુભ વિષયની સમાપ્તી કરૂં છું.

### દોહરો.

પિતા ગુણો મનમાં ધરો, રાજપિતા ગુણ ગાઓ,<br>
જગત પિતા સમરો સદા, સપૂત તો કહેવાઓ. ૧

## શાર્દુલવિક્રિડિત છંદ.

સૃષ્ટીના સ્રજનાર સાર સઘળા જે જે પદાર્થો કર્યા;
અલ્પાકાર વિશાળ અંગ ધરિને. મોટા કરી તેં ધર્યા;
વાયુ વારિ વનસ્પતી વદનને, આપે સદા ભાવતું:
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૧

શાંતીરૂપ અનૂપ વિશ્વ ભર્તા, ભૂપો તણા ભૂપતી;
પાણી પુષ્પ પહાડ ઝાડ જડમાં, શી શી કરી તેં કૃતી.
તેમાં વૃદ વિહંગ રંગ રમતું, કો બેશી કો નાચતું,
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૨

શું સૌંદર્ય શશી પ્રભા રવિ વિષે, રાખી કૃપાના નિધી;
ભાનૂ ભવ્ય થકી બની જગતમાં, રૂડી રૂતુની વિધી,
આવે મ્હાલની વખ્તમાં મદભરી, ને વિશ્વ રંગી થતું;
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૩

નાંનાં અંડ અખંડ જે ચમકતાં ચોપાસ આકાશમાં;
છે આ ભૂવનથી વિશાળ ભરપે, છેટે ન્યુન ભાસમાં;
કેવી યુક્તિ કરી ધર્યા અગણ એ, છો ધન્ય ઓંકાર તું;
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૪

ભૂમી પ્રષ્ટ ભરેલ તેમ ઉરમાં ઉંચી રહી વસ્તુઓ,
હીરા હાટક સ્ફટકો નવનવાં, રત્નો તથા ધાતુઓ,
મેવા સાકર ખાંડની મધુરતા, રે છે સદા આપ તું.
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૫

એ બાહ્યાંતર કાર્ય મોજ મળવા તેં ઈશ પેદા કર્યાં,
પ્રાણી કીટક ક્રોડ ક્રોડ વિધનાં, પૃથ્વી વિષે પાથર્યાં.
તેમાં શ્રેષ્ટ મનુષ્ય બુદ્ધિ બળથી, માલેક થૈ રાજ તું;
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૬

તારી શક્તિ અમાપ જોઇ જગમાં, ભક્તી કરૂં ભાવથી;
તાર્યા તેં હરિ કૈક જે કરગર્યા, કોટી દયા નાવથી,

ત્રાતા તે કરૂણા વિના લય થતે બ્રહ્માંડ જે ચાલતું;
આ સંસાર વિષે અપાર જીવનો, છો એક આધાર તું. ૭
તેં આભાર મુરાર નાર નરને કીધા ગણી કો શકે;
ધર્મોદ્દેશ બતાવ માત્ર જનને, તો બુધ્ધિ તુમાં ટકે;
વિદ્યા સંપ સુસંગમાં પરવરે, દેજે મતી શ્રીહરી,
આ પ્રેમાષ્ટક આરતી પ્રભુ તણી ભાવે ચતૂરે કરી. ૮

## ધર્મ વિષે.

### સોરઠો.

એજ ધર્મનો નેમ, સત્ય દયા નીતી વરો;
પ્રભુમાં રાખો પ્રેમ, નિજ સમાન પરનું ગણો. ૧

### અર્થ

ધર્મ ધર્મ કરી ગૂંચવાવાની જરૂર નથી. સત્ય, દયા અને ન્યાયને વરો. એટલે કોલ આપી કહો કે હું તમને છોડીશ નહીં. પ્રભુમાં વિશ્વાશ રાખો, તથા જેમ મારી મા, સ્ત્રી, બેન, ભાઇ, અને ધન માલ ઇત્યાદીને કોઇ બગાડે કે સુધારે તો મને કેવું લાગે? એવુંજ પારકાંને લાગશે, એમ જાણી વર્તો એજ ધર્મનો આશય (નેમ) છે.



## જે ગ્રહસ્થોએ આ પુસ્તની નકલો અગાઉથી ખરીદ કરી આશ્રય આપ્યો છે તેમનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | શેઠ | ગોવિંદજી ધરમશી ... ... ... ... | માંડવી. |
| ૫૦ | ,, | ખીમજી જેરામ ... ... ... ... | મુનરા. |
| ૫૦ | ,, | દામોદર જેરામ ... ... ... ... | ,, |
| ૫૦ | ,, | જીવનદાસ ઈબજી ... ... ... ... | ,, |
| ૨૫ | | શ્રીનવાનગરના દરબાર તરફથી ... ... ... | ,, |
| ૨૦ | શેઠ | રાએશી અમરચંદ ... ... ... ... | માંડવી. |
| ૨૦ | ,, | ગોપાલદાશ માવજી ... ... ... ... | ,, |
| ૨૦ | ,, | ઇશાજી પીરભાઇ હા. જાફરજી ... ... ... | ,, |
| ૨૦ | ,, | લક્ષ્મીદાસ ખીમજી ... ... ... ... | મુંબઈ. |
| ૧૦ | ,, | રતનશી પુરૂષોત્તમ ... ... ... ... | માંડવી. |
| ૧૦ | ,, | દેવજી રામદાસ (વેદાંત) ... ... ... | ,, |
| ૧૦ | ,, | ઉદેચંદ ઉત્તમચંદ હા. પ્રાગજી ... ... ... | ,, |
| ૧૦ | ,, | વશનજી જેરામ ... ... ... ... | ,, |
| ૧૦ | ,, | રણછોડદાસ ઓધવજી ... ... ... | ,, |
| ૧૦ | ,, | વિશરામ ત્રિકમજી ... ... ... ... | ,, |
| ૧૦ | | ગુશાંઇ રિધગરજી પ્રાણગરજી ... ... ... | ,, |
| ૧૦ | શેઠ | આશકરણ ખેંગાર ... ... ... ... | ,, |
| ૫ | ,, | રામદાસ દામજી ... ... ... ... | કોઠારે. |
| ૫ | ,, | પ્રેમજી નારણજી ... ... ... ... | ,, |
| ૫ | ,, | મેઘજી માવજી ... ... ... ... | માંડવી. |
| ૫ | ,, | દેવજી મનજી ... ... ... ... | ,, |
| ૫ | ,, | શીવજી લાલજી (દોશી) ... ... ... | ,, |
| ૫ | ,, | જેઠા શામજી ... ... ... ... | ,, |

૫ ,, કપુરચંદ રામજી ... ... ... ... ,,
૫ ,, ત્રિકમદાસ લવજી ... ... ... ... ,,
૫ ,, નરશી વલ્લભદાસ ... ... ... ... ,,
૫ ,, દયાળ માવજી ... ... ... ... ,,
૫ ,, ત્રિકમદાસ દામોદર ... ... ... ... ,,
૫ ,, હરી કેશવજી ... ... ... ... ,,
૫ ,, અબદુલઅલી રાજભાઇ હા. મુલ્લાં હબતુલાભાઇ ... ,,
૫ ,, કાલીદાસ લક્ષ્મીશંકર, ભુજ છાપખાના મેનેજર ... ,,
૨ ,, થારૂ શિકીલધા ... ... ... ... ,,
૨ ,, વિરાનજી કચરાણી ... ... ... ... ,,
૨ ,, ગોકલદાસ હંસરાજ ... ... ... ... ,,
૨ ,, મુરારજી લધુ ... ... ... ... ,,
૧ ,, ચુનીલાલ અમૃતરામ ... ... ... ભુજ.
૧ ,, જેઠાલાલ મોહનલાલ ... ... ...નખત્રાણા.
૧ ,, ભવાનીદાસ ગોવિંદજી (વકીલ) ... ... ભુજ.
૧ ,, દુર્લભદાસ કલ્યાણજી... ... ... ... ,,
૧ ,, નર્મદાશંકર લાધાભાઇ ... ... ... બિટા.
૧ ,, તુલશીદાસ હરચંદ (ડાકટર) ... ... ... અંજાર.
૧ ,, ભગવાનલાલ, સેક્રેટરી, નલીઆ મણીભાઇ લાઇબ્રેરી.
૧ ,, કલ્યાણરાય હરીશંકર ... ... ... ... ભુજ.
૧ ,, પરશોત્તમ ડોશા ... ... ... ... ,,
૧ ,, વિરાનજી ગોપાલ ... ... ... ... લખપત.
૧ ,, પરશોત્તમ આધવજી ... ... ... ,,
૧ જોશી શુરજી લક્ષ્મીદાસ (વકીલ) ... ... ... ,,
૧ શેઠ દેવજી ટેકચંદ ... ... ... ... ,,
૧ ,, રૂપશી દેવજી (વકીલ) ... ... ... ,,
૧ પીર શ્રીનિરમલગરજી ... ... ... ... કોટેશ્વર.
૧ શેઠ વૈજનાથ પ્રભૂજી ... ... ... ... જખૌ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ ,, મી. સૈદમીઆં | ... | ... | ... | ... | ભુજ. |
| ૧ ,, જીવણભાઇ શિવજી (કોઠારી) | ... | ... | ... | ,, |
| ૧ ,, વજેશંકર ગોવિંદરામ... | ... | ... | ... | ,, |
| ૧ ,, પુંજા હરીચંકર | ... | ... | ... | ... | ,, |
| ૧ ,, તેજપાલ જેઠા | ... | ... | ... | ... | માંડવી. |
| ૧ ,, પ્રેમજી ભીમજી | ... | ... | ... | ... | ,, |
| ૧ ,, દાતુભાઈ ડોશાણી | ... | ... | ... | ... | ,, |
| ૧ ,, ઇબ્રાહીમ પબાણી | ... | ... | ... | ... | ,, |
| ૧ ,, હરજીવન ઉત્તમરામ ... | ... | ... | રોહા મેનેજર. |
| ૧ ,, લક્ષ્મીદાસ પ્રાગજી ... | ... | ... | ... | માંડવી. |
| ૧ ,, રણછોડદાસ કરશનદાસ | ... | ... | ... | ,, |
| ૧ ,, ખુશાલ ઓધવજી (મેતા) | ... | ... | ... | ,, |
| ૧ ,, દયાળ હીરજી | ... | ... | ... | ... | ,, |
| ૧ ,, ત્રિકમજી નંદકેશ્વર (ઓઝા) | ... | ... | ... | ,, |
| ૧ ,, ધનજી ગવરીશંકર (વકીલ) | ... | ... | ... | ,, |
| ૧ ,, મથુરાદાસ ગોપાલજી... | ... | ... | ... | ,, |

---

## આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

મુંબઇ.—ઓરિયન્ટલ પ્રેસ, કોટમાં દેવળની શામે આરમિ-
નિયન લેન, નં, ૬.

માંડવી.—જોશી માવજી ગોપાલજી, મુરલી મનોહરના સેવક.

,, જોશી દયાળ આનંદજી, લાએબ્રેરિઅન.

ભુજ.—જેઠી વિશ્રામ વેલજી, વ્યાયામશાળાના માસ્તર.